શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય સંપાદિત

# રૂપમાધુરી



રૂપમાધુરી

· અનુવાદક ·

ભોગીલાલ ગાંધી

દેવદાસ, કાશીનાથ, સાવકીમા, દત્તા, ચરિત્રહીન, ગૃહદાહ, ભાભી, અમ્મા, વગેરેના અનુવાદક.

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ · પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઇ. ૨



સાહસ ને સૌજન્યમૂર્તિ સમા
પ્રિયભાઈ સૂર્યકાંત આર. રત્નાકરને
સપ્રેમ અર્પણ

# ૧

ઇચ્છામતી નદીને ઉત્તર કિનારે રાજગ્રામ વસેલું હતું. તેના દક્ષિણ–ફળિયામાં બે કુલીન બ્રાહ્મણ કુટુંબો નિવાસ કરતાં હતાં. હરિચરણ મુખોપાધ્યાય તથા ભવેશચંદ્ર બંદોપાધ્યાય એના વંશધરો હતા. ભવેશના દાદા રાધાનાથ તથા હરિચરણની દાદી મહેશ્વરી સગાં ભાઈબહેન હતાં. મહેશ્વરીએ આખી જિંદગી પિતાને ઘેર ગાળી હતી. તેના પિતાએ પૌત્રોના ભવિષ્યના નિવાસ અર્થે પોતાના ઘરની નજીકમાં જ જમીનનો એક ટુકડો લઈ રાખ્યો હતો. મહેશ્વરીના મૃત્યુ બાદ તેનો પુત્ર પુખ્ત ઉંમરનો હોઈ, તેણે દાદાના ઘરનો ત્યાગ કરી તેમણે આપેલી જમીનમાં ઘર બાંધી નિવાસ કર્યો. રાધાનાથ મહેશ્વરી ઉપર જે પ્રેમ રાખતા હતા તે તેમનાં સંતાનોમાં પણ ચાલુ રહેતો. લક્ષ્મીની બહુ મહેર ન હોવા છતાં પણ રાજગ્રામમાં આ બંને કુટુંબોની માનમર્યાદા ઓછી ન હતી.

ભવેશ તથા હરિચરણના ભવિષ્યજીવનની છાયા બાલ્યાવસ્થામાંથી જ આંખે ચઢી ચૂકી હતી. ગામડાની શાળામાં હરિચરણ

અભ્યાસ કરતો હતો ત્યારથી જ શિક્ષકોને મુખે તેની પ્રશંસાનો પાર ન હતો. તેના સરખો નમ્ર, સુબોધ, ઉદાર ચરિત્રવાળો તથા અભ્યાસ કરનારો વિદ્યાર્થી આખા વિદ્યાલયમાં એકે ન હતો. પરંતુ ભવેશનો સ્વભાવ એથી સાવ ઊલટો હતો. અભ્યાસમાં મૂળથી જ એનું ચિત્ત ચોંટ્યું ન હતું અને તોફાન-બદમાશીને કારણે લગભગ રોજ સજા ખાતો. હરિચરણ બાર વરસની ઉંમરે અંગ્રેજી અભ્યાસને માટે છાત્રવૃત્તિ પામી આગળ અભ્યાસ અર્થે ગયો. ભવેશે પણ ગામડાની શાળાના શિક્ષકોને એક વિષમ ઉપાધિમાંથી ઉગારી લઈ હરિચરણનું અનુસરણ કર્યું.

સોળમે વરસે ભવેશનું લગ્ન થયું.–લગ્નમાં એને ચારસો રૂપિયા રોકડા, થોડાંક ચાંદીનાં વાસણ તથા સોનાની સાંકળીવાળું ઘડિયાળ ભેટમાં મળ્યાં. આમ છતાં એનાં માતાપિતા તો કહેતાં જ રહ્યાં કે ભવેશ સસ્તામાં વેચાઈ ગયો.

લગ્ન પતી જતાં તો ભવેશનો અભ્યાસ પ્રત્યેનો સ્વાભાવિક વૈરાગ્ય સોગણો વધી ગયો. પણ શિક્ષકોને ખુશ કરી તે જેમ તેમ મેટ્રીક સુધી તો પહોંચ્યો. અને થોડા જ દિવસોમાં એણે પિતાને લખી નાખ્યું કે, તેની તબિયત વધારે બગડવાનો ભય છે. દાક્તરોએ સલાહ આપી છે કે અભ્યાસ બિલકુલ બંધ કરવો જરૂરી છે, કેમકે માનસિક પરિશ્રમથી રોગ વધવાનો સંભવ છે. પિતા હાંફળા–ફાંફળા બની ગયા. ને દીકરાને ઘેર તેડી લાવ્યા. જો કે તેના શરીર ઉપર રોગની કોઈ નિશાની દેખાતી ન હતી, પણ એ કહેતો કે માથાનો રોગ છે. રોગનું નિવારણ થયું કે નહિ, એ તો કોણ જાણે, પણ ભવેશે કદી ફરી અભ્યાસનું નામ લીધું નહિ. એ ઘેર જ રહ્યો. કામમાં–વાળની તરેહ–તરેહની ટાપટીપ તથા સરખેસરખાઓ સાથે તોફાનમસ્તીનો અડ્ડો મુખ્ય હતાં. ધીમે ધીમે ખરાબ સોબતને કારણે તે કુટેવોનો શિકાર બન્યો–દારૂ વગેરેનો નશો પણ કરતો થઈ ગયો.

બાવીસમે વરસે એને ઘેર એક કન્યાનો જન્મ થયો. દાદીએ એનું નામ રાખ્યું વિમલા. વિમલાના જન્મ પછી બીજે જ વરસે ભવેશના પિતાનું અવસાન થતાં ઘરની જવાબદારી ભવેશને માથે આવી પડી.

પરીક્ષામાં સ્કૉલરશિપ મેળવી હરિચરણ બી. એ. ના વર્ગમાં આવી પહોંચ્યો હતો, એ સમયે તેના પિતાનું અવસાન થયું. તેની સ્થિતિ સારી ન હતી. થોડી જમીન ઉપર જેમ તેમ પેટિયું નીકળતું. દેવું પણ ચઢ્યું હતું. શ્રાદ્ધ વગેરે પતાવી બધો હિસાબ કરી જોતાં હરિચરણને સમજાયું કે હવે કૉલેજનો અભ્યાસ ચાલુ રાખવો શક્ય નથી: ખાસ તો લેણદારો પડાપડી કરવા લાગ્યા. હરિચરણને કૉલેજ છોડયે જ છૂટકો થયો. ખંતીલાપણું તથા સચ્ચરિત્રતાને કારણે તેને નોકરી તો તરત જ મળી ગઈ: કલકત્તામાં સરકારી ઑફિસમાં રૂા. ૪૦ ની ! આ નોકરી તથા જમીનની થોડીક આવકમાંથી ખર્ચ કાઢી હરિચરણ પિતાનું દેવું ધીમે ધીમે વાળવા લાગ્યો.

નોકરી મળી ગયા પછી થોડા સમયે માતા અંબિકાદેવીએ એક દિવસ એને કહ્યું : "બાબા! ભગવાનની કૃપાએ નોકરી તો મળી છે. બીજું તો હવે હું શું ઇચ્છું ? પરણીને સંસાર માંડ. હું વહુમા તથા દીકરાનું (પૌત્રનું) મોં જોઈ ઘડપણની આફત પૂરી કરું."

હરિચરણે જવાબ વાળ્યો : "મા, થોડા-દા'ડા હજી જવા દે. દેવું પતી ન જાય ત્યાં લગી લગ્ન કરવાની મારી મરજી નથી. આશીર્વાદ આપ કે જલદી ઋણમુક્ત થાઉં."

માતાએ પણ વધારે ખેંચતાણ ન કરી. ત્રેવીસ વર્ષની ઉંમરે હરિચરણે તમામ દેવું પતાવી નાખ્યું. માતાના આનંદનો પાર ન રહ્યો. એ જ વર્ષે કલકત્તાની નજીકના એક ગામડાના કોઇ સદ્-ગૃહસ્થના કુટુંબમાં હરિચરણનું લગ્ન થયું.

વહુ ઘરમાં આવતાં અંબિકાએ ઘૂમટો ઊંચો કરી જોયું તો રૂપરૂપનો ભંડાર! અશ્રુભરી આંખોવાળી એ બાર વરસની બાલિકાનું અદ્દભુત રૂપ એ વખતે જાણે સોગણું ઝળહળી ઊઠ્યું. માતાએ મુગ્ધ બની વહુને ખોળામાં લીધી અને આંસુભરી આંખે તેના મુખ ઉપર ચુંબન ચોઢતાં બોલી: "મા! આ અંધારા સંસારમાં દીવો પેટાવી ગૃહિણી બની રહેજે. સાવિત્રી સમી સતી ને સુપુત્રવતી તને જોઈને મારી આંખ મિંચાજો."

ભવેશની પત્ની વિજયા એ વખતે બાજુએ જ ઊભેલી હતી. અંબિકા તેની સાથે મનોરમાનો પરિચય કરાવી ચાલી જતાં વિજયા બોલી: "બહેન! હું તારી દિદિ× થાઉં. ઉંમરે મોટી છું એટલે આશીર્વાદ આપું છું—કાકીમાએ આપ્યો એ જ મારો ય આશીર્વાદ સમજ. ઘરની ગૃહિણી નામની નહિ, પણ સાચેસાચ બનજે. સ્વામી ઉપર ધીમે ધીમે શાસન કરતાં શીખજે."

ટોળે મળેલી સ્ત્રીઓ હસવા લાગી. મનોરમા પણ ઘૂમટાની અંદર આછું હસી. વિમલાની ઉંમર એ વખતે ચાર વરસની હતી. તે ય માતા સાથે 'વહુ' જોવા આવી હતી.

વિજયાએ દીકરીને ઉદ્દેશી કહ્યું: "વિમલ! જો તો, કેવી સુંદર કાકી તને મળી!"

વિમલાની આંખો મનોરમાના સુંદર મુખ ઉપર જકડાઈ ગયેલી હતી. એ બોલી: "બૌ સારી છે કાકી."

એ જ ક્ષણે મનોરમા પ્રત્યેના વિજયા તથા વિમલાના જીવન-વ્યાપી અકૃત્રિમ સ્નેહ તથા આત્મીયતાનું સૂચન થયું.

× મોટી બહેન

## ૨

વિજયા તથા મનોરમા વચ્ચેની પ્રીતિએ ધીમે ધીમે ગહન સ્વાર્થપર તથા પવિત્ર સ્વરૂપ ધારણ કર્યું. પ્રથમ પરિચયે તેમના હૃદયમાં જે અંકુર ફૂટ્યો હતો તે સાહચર્ય તથા એકાત્મીયતાને કારણે મજબૂત બની પત્રપુષ્પ-શોભિત વૃક્ષરૂપે પરિણમ્યો હતો. એ સ્વર્ગીય વૃક્ષની સ્નિગ્ધ છાયામાં બંને મિત્રો વિશુદ્ધ સુખ તથા શાંતિ ભોગવી રહ્યા હતા.

મનુષ્યમાત્રના પ્રાણની આકાંક્ષા હોય છે મૈત્રી. શૈશવની ફૂળી દોસ્તી તથા કિશોરવયની સાથીદારી છોડીને માનવી જ્યારે દ્વન્દ્વમય સંસારક્ષેત્રમાં પ્રવેશ કરે છે, ત્યારે ઈર્ષ્યા, દ્વેષ, સ્વાર્થ ડગલે ને પગલે તેના જીવનને વ્યથાપૂર્ણ બનાવી મૂકે છે; એ ક્ષણે સમસ્ત પ્રાણ એક અભિન્નહૃદય પ્રીતિને કાજે ઊંચો નીચો થઈ ઊઠે છે. સંકટમાં અભય, નિરાશામાં ઉત્સાહ, દુઃખમાં આશ્વાસન, શોકમાં સાંત્વના દેવાનું તો આ મૈત્રીનું કામ છે. એ સહાનુભૂતિ તો એ ક્ષણે આલંબન બની રહે છે. સમધર્મી હૃદયોનાં મિલનમાં ઊંચનીચ કક્ષા કે ધનસંપત્તિ આડે આવી શકતી નથી. મિત્ર મિત્રના દુઃખને પોતાનું જ

ગણીને અનુભવે છે, મિત્રને દુઃખે દુઃખી ને એને સુખે સુખી પોતાને માને છે. આવો મિત્ર કંઇ સહેજે મળતો નથી–સૌનો પ્રાણ આવી મૈત્રીને કાજે ઝુરે છે, પણ ભાગ્યે જ કોઇની આશા પૂરી થાય છે. કોઈની આશા અધૂરી ફળે ન ફળે, ને નિરાશા વરે છે. વિરલ નરનારીનાં નસીબમાં અમિશ્ર સ્વાર્થસ્પર્શશૂન્ય મૈત્રીનું સુખ લખેલું હોય છે. જે અનુકૂળ સદ્‌ગુણો બે માનવજીવનને મૈત્રીના સૂત્રમાં પરોવે છે અને એકનું સુખ–દુઃખ, આશા–નિરાશા, સંપદ્‌વિપદ્‌ બીજાનાં સુખ–દુઃખ, આશા–નિરાશા બની જાય છે એવા સુયોગો કંઈ વારંવાર લાધતા નથી. મૈત્રી એટલે જાણે એક જ આત્માના બે અલગ અંશોનું સંમિલન. વિજય અને મનોરમાના જીવનમાં આવું જ ઉભય આત્માનું મિલન જામ્યું હતું.

થોડો પૂર્વઇતિહાસ ટૂંકમાં કહી લઉં—

લગ્ન કરી મનોરમા સ્વામીને ત્યાં આવી છે. હજી બે દહાડા તો થયા નથી ત્યાં તો ફળિયાની સ્ત્રીઓએ એને વિષે કંઈ કંઈ વાતો ફેલાવી છે. નલિનીએ કહ્યું હતું: “વહુ ભારે શઠ છે. ભલેને મોટા ઘરની દીકરી હોય, પણ લાગતી તો એવી નથી.”

એનું સમર્થન કરતાં સુકુમારીએ ટીકાટિપ્પણી ઉમેરી: “અરે એવી દેખાવડી ય શી છે? બહુ રૂપાળી રૂપાળી કરી ગામ ગજવી મૂક્યું હતું! એવી તે શી ભારે સુંદર છે? બાપના ઘરનાં હવાપાણીને પ્રતાપે ને ઘસીઘસીને ચામડી જરા ઊજળી કરી છે; નહિ તો, આંખમાં ને મોંમાં શું બળ્યું છે?”

હેમાંગિનીએ ટાપશી પૂરી: “ભલેને સુંદર રહી, પણ એના જેટલી બેશરમ તો કોઈ જોઈ નથી. ઓ મા! લાજ જેવું તો કંઇ સમજતી જ નથી. વડીલની આગળેય ઘૂમટો તાણતી નથી. કોણ જાણે એ બાજુની બધી છોકરીઓ એવી નિર્લજ્જ જ હોય છે! પણ આપણને તો ભાઈ એવું ગમતું નથી.”

કહેવાની જરૂર નથી કે, આ ઉભય નવવધૂઓ આ કુટિલ પ્રકૃતિની સ્ત્રીઓની રજમાત્ર સહાનુભૂતિ પામી શકી નહિ. પણ એથી વિજયા અને મનોરમાની પ્રગાઢ મૈત્રીમાં જરાય વિક્ષેપ પડ્યો નહિ. વિજયાએ થોડા જ દિવસોમાં મનોરમાને સરળતા અને સ્નેહમમતા વડે પૂરેપૂરી જીતી લીધી હતી. મનોરમાએ પણ વિજયાની સહૃદયતાનો પરિચય થતાંવેંત તેને પોતાની બહેનને સ્થાને થાપી હતી. ઊઠતાં–બેસતાં, ચાલતાં–ફરતાં તે દિદિની સોબત માટે ઉત્સુક રહેતી. દિદિ પાસે હોય ત્યારે તેનામાં કેવી બધી હિંમત આવતી ! સ્વામીગૃહ જાણે પુરાણું પરિચિત સ્થાન હોય એમ એને લાગતું. અરે, સ્વામીગૃહે આવીને એ એક દિવસ પણ રડી નથી.

પહેલી વાર તો મનોરમા સાત દિવસ સ્વામીગૃહે રહી પિયર ગઈ. અંબિકાદેવીને એથી ઘણું દુઃખ થયું. આટલા દિવસ તેણે જે સુખકલ્પના ભોગવી હતી, જે બાલિકાની મૂર્તિ માનસપટ ઉપર આંકી અપૂર્વ સ્નેહપૂર્વક કલ્પનાનો સુખસંસાર માંડ્યો હતો—એ જ આ મૂર્તિમતી ગૃહલક્ષ્મીને છોડીને હવે તે કેવી રીતે રહી શકે ? જેને પામતાં ગાર્હસ્થ્યનો એક ખાલી ખંડ આટલા જ ટૂંકા સમયમાં સંપૂર્ણ ભરાઈ ગયો હતો એ જ સૌભાગ્યમયી વધૂને નયનની આડમાં રાખીને કેવી રીતે દિવસો વીતાવશે ? ખરેખર, એના વિના વધારે રહેવું અશક્ય બની ગયું. વિજયા પણ મનોરમાને બોલાવી લેવાની વાત વારંવાર કહેવા લાગી. છેવટે છ મહિના ગયા ન ગયા ત્યાં તો અંબિકાના અતિશય આગ્રહને કારણે મનોરમાનું ફરી જલદી સ્વામીગૃહે આવવાનું બન્યું. વિજયાના આનંદનો પાર ન રહ્યો. તે તો મનોરમાને વળગીને પોતાને ઘેર લઈ ગઈ અને હર્ષપૂર્વક બોલી: "જો તો બહેન, તારી સાથે સાથે આ ઘરમાં કેટલો આનંદ આવી વસ્યો છે ! અરે ! આંખમાં પાણી શાની લાવે છે ? છિઃ જો, હવે તો તને જલદી નહિ જવા દઉં."

મનોરમાએ પણ જોયું તો એને પામીને સૌ આનંદિત થયું હતું. સૌના મુખ ઉપર હાસ્ય હતું અને તે પોતાનું દુઃખ ભૂલી વિજયાની અનુવર્તિની બની.

વિજયા સવારમાં ઊઠી હરિચરણના ત્યાં આવતી. જુએ છે તો મનોરમા એની જ પ્રતીક્ષા કરતી બેઠી છે.

એક દિવસ હરિચરણ ઘેર હતો. સવારના પહોરમાં વિજયાએ આવતાં જોયું કે મનોરમા નિયમ મુજબ નીચે આવી તેની રાહ જોઈ રહી છે. અને હસતી હસતી દોડી આવી તેણે દિદિનો હાથ પકડી લીધો.

વિજયાએ જુઠ્ઠો ગુસ્સો કરતાં કહ્યું: "અરે વાહ ! આજે ય તું તો પરોઢિયે ઊઠી ગઈ છે! મને લાગે છે તને ઊંઘ જ નહોતી આવી ! હું તો કહી ગઈ હતી કે આજે વહેલી ઊઠીશ નહિ."

મનોરમા શરમાતી બોલી: "શું કરું દિદિ ! ઊંઘ ઊડી જતાં વેંત તમારી મૂર્તિ યાદ આવે છે, ને પથારીમાં પડ્યાં રહેવાતું નથી !"

વિજયા પણ હસીને બોલી: "ઠીક છે બ્હેન, જીવતી હઈશ તો જોઈશ કે કયા મોઢાનું આકર્ષણ વિશેષ છે."

મનોરમાના વાળમાં તેલ નાખવું, એને સાથે લઈ રાયપુકુર× કે નદીએ જવું વગેરે કામો તો વિજયાના જ ઈજારા જેવાં બની ગયાં હતાં. વિમલા પણ મોટે ભાગે સાથે જ હોય. ગામલોક એ ત્રણેને મોટે ભાગે ભેગાં જ જોતાં.

રોજનું કામ પત્યે બંને ગોઠણો મળતી. મોટે ભાગે તો વિજયા જ મનોરમાને ત્યાં આવતી. કંઈ કંઈ વાતોમાં વખત જતો. આ મૈત્રી જેમ જેમ ગાઢ બનતી ગઈ અને નિઃસ્વાર્થ ભાવ ધારણ કરતી ગઈ, તેમ તેમ બંને સખીઓ નિઃસંકોચપણે હૃદય ઠાલવતી. આમ,

× પુકુર = તળાવ

બંને હૃદયો એક થવા લાગ્યાં; બંને જીવ વચ્ચે સુખદુઃખનો વિનિમય થવા લાગ્યો; મનોરમાને ધીમે ધીમે સમજાયું કે વિજયાના અંતસ્તલમાં એક ઊંડું દુઃખ ભરેલું છે. ભવેશની દુશ્ચરિત્રતા તથા અકર્મણ્યતા જ એના કારણમાં છે.

એક બે મહિના કરતાં કરતાં ધીમે ધીમે બે વરસ વીતી ગયાં; દરમિયાન મનોરમા અનેક વાર પિયર જઈ આવી હતી. પિયર હોય ત્યારે વિજયા સાથે પત્રવ્યવહાર કરતી. એકસામટો ચાર પાંચ મહિનાથી વિશેષ લાંબો વિયોગ કદી થયો ન હતો. પરંતુ આટલા ગાળામાં પણ તેઓ વારંવાર પત્રો લખતી. પ્રત્યેક પત્ર તેમના પ્રગાઢ પ્રેમનો વાહક બનતો.

અનેકમાંનો એક પત્ર વિજયાનો લખેલો, આ રહ્યો—

"તું ખુશી આનંદમાં છે જાણી સુખ થયું. તું લખે છે કે બાપના ઘર જેવું સુખ બીજે ક્યાંય નથી, એ વાત મારે તો ગળે ઊતરતી નથી. અલબત્ત, તારી ઉંમરે એ વાત ઠીક છે. હું તારા જેવડી હતી ત્યારે મને ય એમ જ લાગતું હતું. પણ હવે તને સાચું કહું તો દુનિયાને બીજી જ આંખોએ જોતી થઇ છું. ઊલટું, થાય છે કે શાક ને ભાત ખાઈ ને ય સ્વામીને ત્યાં જીવવું સારું છે; પણ ગમે તેટલા ઠાઠમાઠમાં ય બાપને ઘેર રહેવું સારું નથી. સ્વામીનું ઘર જ સ્ત્રીને માટે એકમાત્ર આશ્રય અને સુખનું સ્થાન છે, એ વાત, થોડી મોટી થયે તને આપોઆપ સમજાશે."

# ૩

મનોરમાના લગ્નને બે વરસ વીતી ગયાં છે. હરિચરણનો દરજ્જો વધ્યો છે. તેનો પગાર સો રૂપિયાનો થયો છે. સચ્ચરિત્ર સ્વામીનો સ્નેહ, પ્રેમાળ સાસુનો આદર તથા બહેન સમી વિજયાની શુદ્ધ મૈત્રીનો ઉપભોગ કરતાં કરતાં મનોરમાનું દિલ પણ હવે સ્વામીગૃહે ચોંટયું હતું.

ભવેશ આ બધો સમય ઘેર જ બેઠો હતો. ચરિત્રદોષ અને આળસને કારણે તે બેકાર જેવો જ રહેતો હતો. શરીરને મહેનત પડે એવા કામનો એ કાયર હતો. ઢીંચવાની એની આદત ઘણી વધી ગઈ હતી. તક મળી જતાં તે પીને આમોદ–ઉત્સવ ભોગવવા ચાલ્યો જતો. આવી સાવ અન્તઃસારશૂન્ય વ્યક્તિ સંસારનો બોજો ઉપાડવાને સાવ નાલાયક બને, એ સહજ છે. આવક બિલકુલ ન હોય તો ગમે તેવી વિપુલ સંપત્તિ પણ ખલાસ થઈ જાય. તો પછી ભવેશના કુટુંબનું ભરણપોષણ ક્યાંથી થાય? આવક મળે નહિ, ને ઉડાઉ ખર્ચને કારણે તે દેવામાં સપડાયો હતો. હવે તો

ભરણપોષણના પણ સાંસા પડવા લાગ્યા. ભવેશ આ દશા સમજ્યા છતાં સમજતો ન હતો. કારણ, સમજ્યા છતાં પણ તેને દૂર કરવા તે પ્રયત્ન કરતો ન હતો. વિજયા અથવા તો માતા અન્નપૂર્ણા આ બાબત કંઇ પણ કહેતાં તો ભવેશ અત્યંત કઠોરપણે તેમને જવાબ આપી દુઃખી કરતો. એનો મિજાજ સાવ તામસિક બની ગયો હતો.

એક દિવસ વિમલાએ હઠ કરીને બાપની પાસે કશુંક માગ્યું. બદલામાં ભવેશે તેને કડવાં વેણ ને માર આપ્યો. ત્યારથી એ પણ બાપથી બીવા લાગી, એટલે સુધી કે એની પાસે જતાં પણ ગભરાતી. આખરે ભવેશનો સંસાર અશાંતિનો આગાર બની ગયો.

વિજયા અતિશય ચિંતામાં આવી પડી. આમ તે કેટલા દિવસ ચાલશે ? તેણે એક દિવસ ભવેશને સમજાવીને કહેવા માંડયું : "જુઓ, દુકાનદાર હવે ઉધાર દાળ–ચોખા આપવા તૈયાર નથી. બે–ચાર ઘરેણાં હતાં તે ગીરવે મૂકી આજ લગી ચલાવ્યું. હવે એય દેવામાં ડૂબી ગયાં છે. આવક તો નહિ જેવી છે ને ખર્ચનો પાર નથી. બોલો, હવે શું કરું ? તમે નોકરીએ નહિ ચઢી જાવ તો અમારે તો રસ્તે ભીખ માગવા નીકળવું પડશે."

ભવેશે કંટાળીને જવાબ આપ્યો: "તે એમાં હું શું કરું ? આ જોતી નથી કેવો જમાનો આવ્યો છે તે ! લોક માથું પછાડી મરે તોય નોકરી મળતી નથી ! તમારે શું છે ? મોઢેથી બોલી નાખ્યું. હું માથે તડકો વેઠીને કમાઇ લાવું ને તમે ઘરમાં બેઠાં બેઠાં ખાવ ! ને ઉપરથી આંખના ડોળા કાઢો !"

કહેવાની જરૂર નથી કે, આજ લગી ભવેશે કદી માથે તડકો વેઠયો નથી. એ ભાર તો વિજયાની ઉપર જ રહ્યો છે. શાંતશીલા વિજયા ભવેશના આ મિથ્યા શબ્દો સાંભળી દુઃખી થઈ. જરા ચિડાઈ પણ ખરી. અને બોલી: "પુરુષ થઈને પણ કુટુંબના

ભરણનો ભાર તમારાથી ઉપાડાતો ન હતો તો પહેલેથી વિચાર કરીને પરણવું જોઈતું હતું. સંસારી બન્યા જ છો તો પછી તમારે છતે અમે ભૂખે મરીશું?"

ભવેશ રુક્ષ સ્વરે બોલ્યોઃ "આટલું બધું બોલવાની તારે જરૂર શી? અહીં દુઃખ પડતું હોય તો સુખેથી બાપને ઘેર જઈ રહે. તને કોઇ પકડીને તો લાવતું નથી!"

વિજયા મૂંગી રહી. જવાબ આપવા જતાં કંઈ ચિડાઈને બોલાઈ જવાશે, એમ વિચારી મનમાં ને મનમાં બળતી ચૂપ રહી.

માણસ સુખની વાત મિત્રને કહીને બેવડું સુખ ભોગવે છે, પણ દુઃખની વાત કહીનેય તે થોડું સાંત્વન મેળવે છે. જે દિવસ વિજયા અને ભવેશ વચ્ચે ઉપરની વાત થઈ તેને બીજે દિવસે બહુ મોડે સુધી વિજયા આવી નહિ, એટલે મનોરમા પોતે એને ઘેર જઈ પહોંચી.

ભવેશ ઘરમાં ન હતો. અન્નપૂર્ણા રસોડામાં ગુંથાયેલી હતી. વિજયા પોતાના ખંડમાં સૂતી સૂતી ખિન્નવદને વિચારી રહી હતી. મનોરમાને જોઈ બેઠી થઈ જઈ તે બોલીઃ "આવ બહેન! જરા ઠીક નથી, એટલે ન આવી. વિમલને મોકલી હતી તારી પાસે."

મનોરમાઃ "શું થયું છે, દિદિ?"

વિજયાઃ "શરીરને કશું થયું નથી; મનને ઠીક નથી. પણ શરીરના કરતાં આની પીડા અનેકગણી હોય છે."

મનોરમાઃ "પણ શું થયું છે એવું?"

આગલી રાતની વાત વિગતે કહી વિજયા બોલીઃ "એક તો કુટુંબની ચિંતા; એમાં વળી મેં કાલે કંઈનું કંઈ બોલી નાખી એમને વધારે દુઃખી કર્યા. એથી તો મારું મન બહુ ડંખે છે. દુનિયામાં સ્વામીને દુઃખી કરવા કરતાં તો મરણ સારું."

વિજયાનું સાચેસાચું દુઃખ મનોરમા કળી ગઈ. થોડી વાર મૂંગી રહી ખિન્નભાવે બોલી: "દિદિ, ઘરકુટુંબ ચાલે એવી કંઈ વ્યવસ્થા તો કરવી જોઈએ ને ? કંઈ રસ્તો નીકળતો નથી ?"

વિજયા: "ઉપાય તો કોઈ સૂઝતો નથી. જે રીતે એ દિવસ ગાળે છે, અને એમનો સ્વભાવ જોતાં લાગે છે કે નોકરી મળવી શક્ય નથી. કદાચ તારા બાપુને કહી ક્યાંક નોકરી અપાવી શકે."

મનોરમા: "ખરી વાત, દિદિ. આટલી સગવડ છતાં આપણે અમસ્તાં ચિંતા કરીને મરીએ છીએ. ચાલો, હું હમણાં જ બાપુને કાગળ લખું."

વિજયા: "સાથે સાથે ઠાકુરપોને× પણ એક કાગળ લખી બધી વાત જણાવ કે જેથી એ પોતે તારા બાપુને જઈને મળીને ગોઠવે. એમના જેટલું અમારે દુઃખે દુઃખી બીજું તો કોઈ છે નહિ."

મનોરમાએ તરત જ પિતાને તથા સ્વામીને પત્ર લખ્યો. પિતાના પત્રને છેડે લખ્યું હતું: "આજે આ લખું છું તે મારે પોતાને માટે છે, એમ સમજજો."

થોડા દિવસમાં મનોરમાના પિતાની જ ઑફિસમાં ભવેશની ચાળીસ રૂપિયાની નોકરી શરૂ થઈ. વિજયા, મનોરમા તથા હરિચરણના આનંદનો પાર નથી. વિજયા આંસુભરી આંખે મનોરમાનું દીર્ઘાયુ તથા તેની સુખકામના કરતી બોલી: "બહેન! આજે તને ક્યા શબ્દોમાં આશીર્વાદ આપું, તે સમજ પડતી નથી. તારી મહેરબાનીએ આટલે દિવસે ધાનની ચિંતા ટળી."

મનોરમા મમતાપૂર્વક બોલી: "દિદિ! મારી આગળ આવી કૃતજ્ઞતા ? હું તમારે મન પરાવી જ છું શું ?"

× દિયર

## ૪

સૌના આગ્રહથી અત્યંત કંટાળી જઈ ભવેશે આખરે ઘર છોડયું. વિજયના દિલમાંથી એક વિષમ દુશ્ચિંતાનો ભાર દૂર તો થયો પરંતુ ભવેશને વિદાય આપતી વેળાએ તેણે કદી નહિ અનુભવેલી એવી લાગણી અનુભવી. આટલા દિવસ થયાં કદી તેણે સ્વામીનો વિયોગ સહ્યો ન હતો. આજે ગરીબીને કારણે આવી ઊભેલો આ પ્રિયવિયોગ તેને અત્યંત દુઃખકર લાગ્યો. સતી આંસુભરી આંખોએ ભવેશને કહી રહી: "ભગવાને રોટલાનું દુઃખ તો દૂર કર્યું, પણ એનાથીય અધિક બીજું દુઃખ આપ્યું. ખેર, ભગવાન સારા માટે જ કરે છે એમ સમજો. ખૂબ સાચવીને રહેજો અને અવારનવાર પત્ર લખતા રહી અમને ચિંતામુક્ત કરજો. અને જુઓ, તમારે આશરે પડેલાં અમને ભૂલશો નહિ. અમે તો તમારી જ રાહ જોઈ જીવીશું."

વિમલા માતાનો અંચલ પકડી પાસે જ ઊભી હતી. તેની આંખો આંસુથી છલકાઈ રહી હતી. ભવેશનું દિલ પણ એ જોઈ અત્યંત હાલી ઊઠયું.

કલકત્તામાં ભવેશ અને હરિચરણ સાથે રહેવા લાગ્યા.

અને એમ ને એમ પાંચ વરસ વહી ગયાં. આ દરમિયાન ભવેશને એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી. એનું નામ પાડયું હતું ધીરેન. ધીરેનનેય પાંચ વરસ થવા આવ્યાં હતાં. અંબિકાદેવીની પૌત્રદર્શનની આશા પણ ફળી છે. મનોરમાને ખોળે પણ એક બે વરસનો બાળક ખેલી રહ્યો છે. એને જોઈ પિતા માતા તથા દાદીના હર્ષનો પાર નથી. હરિચરણના પુત્રનું નામ છે ખગેન.

હરિચરણને ૧૩૦ રૂપિયાનો પગાર મળે છે; ભવેશને મળે છે ૫૦ રૂપિયા.

પરંતુ વિધાતાએ વિજયાના ભાગ્યમાં સુખ લખ્યું નથી. ભવેશ કલકત્તાનાં અગણિત પ્રલોભનો આગળ આખરે હાર્યો. ઈંદ્રિયોના મોજશોખ અને મદ્યપાનનો સુયોગ કલકત્તામાં ન મળે તો બીજે ક્યાં મળવાનો હતો? ઉચ્છૃંખલતાને જ જે જીવનનો સાથી બનાવવા ઇચ્છે છે, કેવળ મધુર ઈન્દ્રિયસુખને જ જે જીવનનો શ્રેષ્ઠ ભોગ સમજે છે અને મદમત્ત બની કુચરિતતાની પાછળ લોલુપ રહ્યા કરે છે એને માટે તો કલકત્તા ઘણું જ ઇષ્ટ સ્થાન છે. હાય રે! આ મહાનગરીમાં પાપની ઇન્દ્રજાળ એવી તો પથરાઇને પડી છે કે કંઈ કેટલા હતભાગીઓ પોતાનું સર્વનાશ પોતાને હાથે ઘડી રહ્યા છે—કોણ એનો હિસાબ પણ રાખવા બેઠું છે? સંસારના આ લીલા-ક્ષેત્રમાં બે માર્ગો છે—પાપ અને પુણ્યનો. ધનિક હો કે ગરીબ—હીન બુદ્ધિ માનવી નરકનો રસ્તો વહોરી લે છે, કેમકે એ માર્ગ તો છે સદા ખુલ્લો, પ્રખ્યાત ને સહજગમ્ય; ઉપરાંત પ્રારંભમાં સુખકર, પરંતુ આ માર્ગે તમે જેટલા આગળ વધશો એટલા જ ઘનઘોર અંધકારમાં પથ—ભૂલ્યા માનવીની જેમ ઊંડા ને ઊંડા કાદવમાં ઊત-રવા માંડશો; પાછા ફરવાનો કોઈ આરો રહેશે નહિ. આ સંકીર્ણ દુર્ગમ અંધારપંથે કંઇ કેટલાય માનવીઓ વિચરણ કરે છે! અને આખરે અનંત જ્યોતિ અને ચિરશાંતિમાં સમાધિ લે છે!!

ભવેશ પાપ-પ્રલોભનમાં ખૂંપી ગયો. શરૂશરૂમાં તો એ નિયમિત ઘરખરચ મોકલતો હતો. અને હરિચરણની સાથે ઘેર આવતો. પરંતુ ધીમેધીમે જેમજેમ દુરાચારમાં એનું દિલ રસ લેવા માંડયું, તેમતેમ કૌટુંબિક કર્તવ્ય શિથિલ થવા માંડયું. હરિચરણે પહેલાં તો સદ્બુદ્ધિભરી સલાહ આપી, ઉપદેશ કર્યો અને છેવટે ઠપકો આપીને પણ તે તેને સુમાર્ગે આણવા ઘણું ઘણું મથ્યો. પરંતુ તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. થોડા દિવસ બહારથી સુધરી ગયાનો ડોળ કરી ભવેશે ધીમે ધીમે સદાચારની તમામ સીમાઓનું ઉલ્લંઘન કર્યું. હરિચરણે મનોરમાને બધી વાત લખી.

ભવેશનું કુટુંબ એક મહિનો, બે મહિના કરતાં કરતાં લગભગ એક વરસથી ભયંકર પીડામાં જીવન વીતાવી રહ્યું છે. ચાર અસહાય જીવના સુખસ્વાસ્થ્ય અને જીવનરક્ષાનો ભાર જેના હાથમાં છે એ ભવેશ તો એ પવિત્ર બોજાને પગ નીચે કચડી રહ્યો છે. વિજયા બધી આશા છોડી દઈ કેવળ નિઃશ્વાસ ભરે છે. અને મર્મવેદનામાં એકલી એકલી આંસુ સારે છે. ભવેશ હવે તેના પત્રોનો જવાબ પણ આપતો નથી, છેલ્લા થોડા મહિનાથી ખર્ચી જોગું પણ મોકલતો નથી. વિજયા જાણે નિરવધિ સાગરમાં તણાઈ રહી છે. અનેકાનેક આશંકાઓ તેના ચિત્તને થડકાવી રહી છે.

સ્વામીના પત્ર ઉપરથી ભવેશની દુશ્ચરિત્રતાની વાત જાણી મનોરમા પણ અત્યંત વ્યથિત બની. પણ તેણે એમાંનો એક અક્ષર પણ વિજયાને કાને જવા દીધો નહિ. પરંતુ આખરે એ સંકલ્પ પણ ડગ્યો. અને તેણે પોતે જ વિજયાના હાથમાં હરિચરણનો પત્ર ધર્યો. પત્ર વાંચતાં જ વિજયા મનોરમાની છાતી ઉપર માથું નાખી રડી ઊઠી. મનોરમા એનાં આંસુ લૂછી એને સમજાવવા મથી રહી.

વિજયા બોલી: "ભાઈ ! આ કમનસીબ ભોગવવા ખાતર એમને કંઈ કેટલું કરી પરદેશ પૈસા કમાવા મોકલ્યા હતા મેં ?"

અન્નપૂર્ણાએ એ શબ્દો સાંભળી એક લાંબો નિસાસો નાખ્યો.

# ૫

શનિવાર. બે વાગે ઑફિસ બંધ થઈ છે. ભવેશ ચઢાવીને બપોરે ઘેર આવ્યો. હરિચરણે તેના હાથમાં એક પત્ર મૂક્યો. માતા અન્નપૂર્ણાએ લખ્યું હતું—

"બાબા! તેં ઘણા દિવસ થયાં કશો કાગળ-પત્ર લખ્યો નથી, તેમ ઘેર પણ આવ્યો નથી. એથી ઘણી ચિંતા થતી હતી. હરિના કાગળથી તારા કુશળ સમાચાર જાણી થોડી નિશ્ચિંત થઈ. ભાઈ, બહુ દા'ડા થયાં તને જોયો નથી, તો વહેલી ગાડીએ એક વાર ઘેર આવી જા. જમીનની જે બે પૈસાની આવક છે એય વસૂલ થતી નથી. તું આવીને એની વ્યવસ્થા કરી જા. ઘણા દા'ડાથી તેં તો કંઈ મોકલ્યું નથી, અમે બહુ તકલીફમાં છીએ. થોડું ઘણું જરૂર મોકલજે ને વહેલો આવી રહેજે. બીજી પણ એક વાત—વિમલનાં લગ્નમાં મોડું કર્યે સારું નહિ. છોકરી મોટી થઈ છે. લોક નિંદા કરશે. અહીંના રામ મુખર્જીના દીકરા વિપિનજી સાથે વિમલના લગનનું માગું કર્યું છે, પણ પાંચસો રૂપિયા માગે છે. સમજાવી કરી થોડું ઓછું કરાવી શકાશે. તારા આવ્યા વિના મારાથી કંઈ નક્કી થાય એમ નથી. પૈસાની સારી એવી ગોઠવણ

પણ કરવી પડશે. આ બાબત જરા વિશેષ લક્ષમાં લેજે. કુટુંબ ઊંચું રહ્યું ને પૈસેટકે આવી હાલત! પણ વિમલને તો સારે ઘેર નાખવાની આપણી ફરજ રહી. એને માટે થાય એટલું કરવું રહ્યું."

હરિચરણે પૂછ્યું : "ભવેશ, કાકી શું લખે છે?"

"બીજું શું લખવાની હતી? એની એ જ લમણાફૂટ—પૈસા મોકલ, ઘેર આવ ને વિમલાના લગનની ગોઠવણ કર. બીજું લખવાનુંય શું છે?"

હરિચરણ ક્રોધથી સળગી ઊઠયો અને ઘૃણાપૂર્વક બોલ્યો : "હટ્ નાલાયક! તું તો પશુથીય ગયો. કાકીની વાતની તું આમ ઠેકડી ઉડાવે છે! તું માણસ હોત તો તને જરૂર સમજાત કે તારા, મારા ને સૌના જીવનમાં આ સૌથી પ્રથમ અને પવિત્રતમ ફરજ છે. છિઃ છિઃ તેં માયા–મમતાને સમૂળગી સલામ ભરી દીધી છે. ઘેર જવું નથી, ઘરનાંની ખબર કાઢવી નથી, ખરચજોગુંય મોકલવું નથી! શાથી તારી આવી બુદ્ધિ થઈ ગઈ છે? તને એક ઘડી એમ પણ થતું નથી કે તું જે રસ્તે વળ્યો છે એ તને ક્યાં લઈ જશે?"

હરિચરણ થોડી વાર મૂંગો રહી ફરી ઉત્તેજનાપૂર્વક બોલ્યોઃ "વિમલ મોટી થઈ છે. પણ એના લગ્નની વાત કદી વિચારી છે?"

ભવેશઃ "હું તો એવી કશી ભાંજગડમાં પડવા માગતો નથી. જે થવાનું હશે તે થશે. જે થોડા દિવસ આ દુનિયામાં જીવવું છે એ લહેરથી કાઢી નાખું એટલે બસ. તારા જેટલો મૂરખ વળી બીજો કોણ છે? નકામી નકામી ચિંતા કરી હેરાન થાય છે. ને બીજાના સુખભોગમાંય વાંધા નાખે છે?"

ભવેશનો મિજાજ ઠીક નથી જોઈ હરિચરણ શાંત રહ્યો.

સંધ્યા થઈ હતી. હરિચરણ રાતની ગાડીએ ઘેર જવાનો હતો, એની તૈયારીઓ કરી રહ્યો હતો, ભવેશ પણ કપડાં પહેરી તૈયાર થઈ રહ્યો હતો, એ જોઈ હરિચરણે કહ્યું: "ભવેશ, તું બહુ દહાડાથી ઘેર ગયો નથી. કાકીએ તને ખાસ આવી જવા લખ્યું છે. એક વાર તારે જઈ આવવું જરૂરી છે. કાકીનો કાગળ વાંચી કોનો જીવ નચિંત રહી શકે ? ખ્યાલ તો કરી જો, કેટલા દહાડાથી કંઈ મોકલ્યું નથી, કેટલી બધી મુશીબતમાં એ લોકો પડયાં છે ! આજે પગાર મળ્યો છે. ચાલ મારી સાથે ઘેર."

ભવેશે વ્યંગ સ્વરે જવાબ આપ્યો: "મારે તો ભાઈ ટૂંકા પગારની નોકરી. એમ ખરચ કરવું ને ઘેર દોડવું કંઈ પાલવે એમ છે ? તને બધું પોષાય."

"જો, તારો ગાંડાનો બકવાટ મારે સાંભળવો નથી. ઘેર જવાથી કંઇ તારી પૂંજી ખલાસ થઈ જવાની નથી. પણ એમ કહેને કે પછી આડેઅવળે રસ્તે ખરચવામાં એટલું ઓછું પડે ને ? પણ તારી નોકરીથી જો તારા કુટુંબના મોંમાં કોળિયો અનાજ ન જવાનું હોય તો એવી નોકરીમાં શું પૂળો મૂકવો છે ? અહીં આડે રસ્તે ચઢવા માટે નોકરી મળી છે શું ?"

ભવેશ ભોંઠો પડચો. પણ સહેજ ગુસ્સો કરી બોલ્યો: "તમારી સૌની મહેરબાનીથી નોકરી મળી છે તે બહુ બહુ તો પાછી લઈ લેજો."

હરિચરણ: "નોકરીની વાત છોડ. ઘેર સૌ ભૂખે મરે છે તોય તારે તારી આદત છોડવી નથી ? શો ગજબ !"

ભવેશ: "ભૂખે મરે છે એ વાત જુદી છે. થાય એટલી મદદ કરું છું. વાત એ છે કે એમની રહેણી બહુ ભારે થઈ ગઈ છે. ગમે તેટલું ખરચવા માગે છે. એટલે જ તો ગમે તેટલું મોકલો; મન ગોઠતું જ નથી !"

હરિચરણ: "નકામી લમણાઝીક શું કામ કરે છે? હવે તો મને ચોક્કસ લાગે છે કે તને નોકરી ન હતી એ જ સારું હતું. કોણ જાણે અમે જ તારા સર્વનાશનાં કારણ બન્યાં! ભાઈ, મારી કાકલુદી માન, ઘેર ચાલ; નહિ તો મને બહુ દુઃખ થશે. ઘેર સૌ તારી રાહ જોઈ બેઠું છે. તું નહિ આવે તો હું શું કરીશ?"

ભવેશ: "આ તો ભારે મુશ્કેલી. ખેર, આજે તો નથી આવી શકતો, ખાસ કામ છે, પણ જલદી આવીશ એમ માને કહેજે."

હરિચરણ: "થોડા પૈસા મારી સાથે મોકલશે ને?"

ભવેશ: "અહીંનું ખરચ અને થોડા ઉછીના લીધા છે તે વાળી દીધા પછી જે કંઈ બચશે તે લઈને ઘેર આવીશ. બે દા'ડા શાંતિથી કાઢી નાખે એમ કહેજે."

ભવેશ તરતજ ચાલતો થયો. તેની સુંદર પાંથી, ઊજળાં વસ્ત્ર, ને એમાં અત્તરની સુગંધ! હરિચરણ લાંબો નિસાસો નાખી બોલ્યો: "ભવેશ, એક વાર રસ્તો ચૂકી ગયો છે, હવે કદી ઉદ્ધાર થવાનો નથી. તોય તું પોતાનું માણસ છે એટલે તો દુઃખ થાય છે. ફરી ફરી એથી જ તો રોકું છું–કેમે કર્યો રસ્તે ચાલે. હજી વિચાર કરી જો, નહિ તો મહાસંકટમાં આવી પડીશ."

ભવેશ અવજ્ઞાભર્યું વિકટ હાસ્ય કરી બહાર નીકળી ગયો. એના ખિસ્સામાંના સિક્કાનો રણકાર હરિચરણે સાંભળ્યો.

# ૬

સાંજ પડી ગઇ છે. પૂર્ણિમાનો ચંદ્ર ગગનસીમંત ઉપર હીરાકણીની જેમ ઝળહળી રહ્યો છે. ખેતર, ઘરનું આંગણું તમામ ધવલ રશ્મિના ઓઘમાં સુધામય બની નાહી રહ્યું છે. રાજગ્રામના વિશાળ આમ્રોદ્યાન તથા વાંસવનના ભીતરમાં ઘનઘોર અંધકાર જામેલો છે. પાંદડાંની જાળીમાંથી ઝરતો ચંદ્રપ્રકાશ આમ તેમ વિખરાઈને અંધકારની ગંભીરતાને થોડી ઓછી કરી રહ્યો છે. મૃદુ પવન વાય છે. દૂરના એક વૃક્ષ ઉપર એક પપૈયો સુખવિભોર બની પિય પિય પોકારી રહ્યો છે.

ભવેશનું ઘર માળ વિનાનું છે. ત્રણ મોટા ઓરડા છે. ખુલ્લો વરંડો છે. સામે ઓટલો છે. ઈંટોની નાનકડી દીવાલ એને ફરતી છે. પાછળ એક માટીનું બનાવેલું રસોડું છે. જમણે હાથે એક માંચડા જેવું છે. એની બાજુમાં થોડી શાકભાજી ઊગી છે. ઉત્તર બાજુએ ભીંતને લગોલગ એક જાંબુનું તથા બીજું જામફળનું ઝાડ છે. આંગણું સ્વચ્છ અને સાફ છે.

આંગણામાં વિમલા અને ધીરેન રમે છે. વિજયા ઓટલા ઉપર સાદડી પાથરી રમત જુએ છે અને વચ્ચે વચ્ચે અન્યમનસ્ક બની કંઇ વિચારમાં ઊતરી જતી જણાય છે. બાળકો દોડે છે. ધીરેન વિમલાને પકડવા મથે છે. વિમલા એક થાંભલાની ચોગરદમ દોડે છે. રમત તો આટલી જ છે, પણ એનો આનંદ કેટલો બધો છે! વચ્ચે વચ્ચે એ લોકો માની પાસે ફરિયાદ લઈ જાય છે અને માતા કંઇક મીમાંસા કરી ફેંસલો આપે છે. પણ આ ન્યાય પક્ષપાત વિનાનો નથી, એમ કહી વિમલાના મનનું સમાધાન થતું નથી.

એટલામાં કોકે બહારથી 'દિદિ' 'દિદિ' કરી બૂમ પાડી. વિજયા નીચે ઊતરે એ પહેલાં તો વિમલાએ જઈને બારણું ઉઘાડયું. મનોરમા દીકરાને ગોદમાં લઈ હસતે ચહેરે આંગણામાં આવી ઊભી. વિજયાએ ખગેનને છાતી સરસો લઈ ચૂમ્યો. વિમલા બોલી: "જુઓ તો કાકી, મા તો એકલા ધીરેનનું જ ખેંચે છે."

"હેં દિદિ, આ શું? છોકરી એટલે એને અન્યાય કરવાનો, એમ? ચાલો, હવે રમો જોઉં, હું ઊભી છું." એમ બોલી મનોરમા આંગણાની વચ્ચે ઊભી. બાલક–બાલિકા આનંદમાં આવી ધૂમરાણ મચાવી રહ્યાં. વિજયાએ ખગેનને ઓટલા ઉપર બેસાડયો.

મનોરમાને ઘેરીને બાળકો રમવા લાગ્યાં. ચંદ્રપ્રકાશમાં સ્નાન કરેલી એ મોહિની મૂર્તિ જોતાં એમ જ લાગતું હતું કે જાણે કોઈ દેવબાલા જ ભૂતલ ઉપર ઊતરી આવી છે. સુગોળ મસ્તકની પાછળ સુગઠિત એવો અંબોડો છે. અલકરાજિને વિભાગતો સુંદર સેંથો છે. અને એને છેડે છે સિંદૂરબિન્દુ. વિશાળ ચંચલ ચક્ષુઓ હસી રહ્યાં છે, ઓષ્ઠદ્વય પણ હાસ્યથી ભરેલા છે અને એમની પાછળ અર્ધ-વિકસિત મુક્તાપંક્તિ સમી દંતાવલિની શ્વેત આભા વિલસી રહી છે. હસે છે ત્યારે બંને ગાલમાં કુંડાળાં પડે છે જેથી એના હાસ્યની શોભામાં વૃદ્ધિ થાય છે. અને એ સુંદર લલાટના ઉપલા ભાગ ઉપર

થોડીક વાળની મુક્ત લટો વાયુવીંઝણે ધપી આવી એના અદ્‌ભુત સૌંદર્યમાં જાણે સ્વર્ગની શોભા ઉમેરી રહી છે.

પરંતુ વિજયાને જોતાં મન વિષાદથી ભરાઈ જાય છે. અંગ-પ્રત્યંગની જે સુડોળતા નારીદેહના સૌંદર્યને માટે આવશ્યક છે એ બધી વિજયામાં છે. તેનો વર્ણ ઉજ્જવલ ગૌર છે, દેહ અતિસ્થૂલ નથી, અતિકૃશ નથી, અંગુલી સુરૂપ છે, નયન વિશાળ અને શાંત છે, નાસિકા તીક્ષ્ણ છે, ઓષ્ઠ પુષ્ટ અને રક્તાભ છે, જાણે પીંછી વડે ચીતર્યા ન હોય! ટૂંકમાં, વિજયા પરમ સૌંદર્યવતી છે. પરંતુ હાય! આવું સૌદર્ય અનાદરને પનારે પડી મલિન બની રહ્યું છે. એ અપ્સરા સમું મુખ આ ક્ષણે શુષ્ક અને લાવણ્યહીન બન્યું છે, બિલકુલ વિષાદઘેર્યું બન્યું છેઃ જાણે કોઈ ગંભીર દુશ્ચિંતા અહર્નિશ વિજયાના ચિત્તને ઘેરી બેઠી છે. એના મુખ પરનું પ્રાણભર્યું હાસ્ય કોઈની આંખે ચઢતું નથી.

થોડીક વાર તો બાળકોની રમત જોવામાં મનોરમા મશગુલ બની ગઈ. અઢાર વરસની આ યુવતી–એક પુત્રની આ માતા–સ્વામીગૃહની કઠોર રીતિનીતિ ભૂલી જઈ બાલિકા બની બેઠી! તેને પિયરની આઝાદી યાદ આવી અને બાળકો સાથે દોટાદોટ કરી રમવાની ઇચ્છા થઈ આવી.

"આવ વિમલ, આવ તો ધીરેન... મારેય રમવું છે" એમ બોલી સાડીને બરાબર લપેટી લઈ મનોરમા સાચેસાચ રમવા તૈયાર થઈ ગઈ. વિમલા ને ધીરેન આનંદમાં આવી ગયાં. માતાને કટિબદ્ધ જોઈ ખગેન વિજયાના ખોળામાં કૂદાકૂદ કરવા લાગ્યો.

વિજયા હસીને બોલીઃ "ઓ મા! આ ગાંડો તો જુઓ."

મનોરમાઃ "સાચેસાચ દિદિ, હું તો હજીય બાપને ઘેર જાઉં છું ત્યારે રમું છું. પણ જોજો. કોઈને કહેશો નહિ."

વિજય : "ઠીક, તો હું બેસી રહું ? હું તો જાણે ઘરડી થઈ!"

વિમલા અને ધીરેને હાથતાળી આપી મોટેથી આનંદમાં આવી કીકિયારી કરી. ધીરેને પહેલાં તો દાવ લીધો; મનોરમા અને વિમલા તેની પાસે થઈ અડીને ભાગી ગયાં. મનોરમાએ થોડી વાર આમતેમ દોડાદોડ કરી પોતાની જાતને ઇચ્છાપૂર્વક ધીરેનના હાથમાં ધરી દીધી.

'કાકી દહીંનો ઘોડો' 'કાકી દહીંનો ઘોડો !' બાળકો બોલી ઊઠયાં.

મનોરમાએ દાવ લીધો. એની દાનત હતી વિમલા ઉપર દાવ નાખવાની. એ એની પાછળ પડી ને વિમલા ઝડપથી દોડતી હોવા છતાં થોડી વારમાં એને પકડી પાડી. વિજયા મનોરમાને આટલી ઝડપે દોડતી જોઈ આશ્ચર્ય પામી, વિમલા ઉપર દાવ આવ્યો. ગમે તેટલું કરવા છતાં તે મનોરમા ઉપર ઉતારી શકી નહિ. છેવટે ધીરેનને પકડી પાડ્યો. ધીરેન આ વખત કોઈને પકડી ન શક્યો અને દોડીને થાકી લોથ થઈ ગયો. આખરે મનોરમા કરુણાવશ બની જાતે કરી પકડાઈ.

અને વળી પાછો અવાજ ઊઠયો: "કાકી દહીંનો ઘોડો !"

"અરે ઘોડું કે ગધેડું ?" બોલી હસતી હસતી અન્નપૂર્ણા રસોડામાંથી બહાર આવી. મનોરમા શરમાઈ જઈ ઘૂમટો તાણી લઈ વિજયાની પાસે આવી બેસી ગઈ અને આ અપૂર્વ રમતમાં ભંગ પડ્યો.

"ગાંડી દીકરી ! રમતી હતી ? તે એમાં શરમાવાનું શું છે, મા ? દીકરાની વહુ ને પેટની દીકરી તો સરખી છે. તું મારે બંને છે. મજેથી રમ ને આનંદમાં રહે."

વિમલા મનોરમાને ફરી રમવા આવવા ખેંચાખેંચ કરવા લાગી. પરંતુ મનોરમાએ તેનો આગ્રહ ન સ્વીકાર્યો. દાદીને જ આ બધા અનર્થનું મૂળ ગણીને ધીરેન ગુસ્સામાં આવીને એકાદ–બે લાકડીઓ

શોધવામાં પડી ગયો. એક લાકડાનો મોટો કકડો હાથ લાગ્યો, પણ તે ઉઠાવી શક્યો નહિ. સૌ હસી પડ્યાં.

અન્નપૂર્ણાએ પૂછ્યું : "હેં રે ભાઈ ! આ લાકડાનું શું કરશે ?"

ધીરેન : "મારીશ તને."

અન્નપૂર્ણા : "તે બાપુ, એટલી બધી તકલીફ શું કામ ઉઠાવે ? જરા કહે તો બધું પતી જાય. લે લાકડું ખભે મૂકી આપું, કહે તો પાસે આવી ઊભી રહું."

વળી પાછું હાસ્ય ગાજી ઊઠ્યું.

"ઊભી તો રહે, તને આ વાર બતાવું છું" એમ બોલી ક્રોધથી ફાટેલી આંખે ધીરેન લાકડું ખેંચતો વૃદ્ધા તરફ ચાલ્યો.

"મારશે ?" એમ બોલી ખગેન શંકિતભાવે વિજયાના મુખ તરફ જોઈ રહ્યો.

વિજયા તેના મોં ઉપર ચુંબન કરી બોલી: "હા ભાઈ, ધીરુ બહુ દુષ્ટ છે, એની સાથે હવે ફરીશ નહિ."

મનોરમાએ ઊઠીને ધીરેનને ખોળામાં લઈ તેનો ક્રોધ શાંત પાડ્યો. દાદી ઉપરથી ગુસ્સો ઊતરી હવે મા ઉપર વળ્યો હતો, કેમકે એણે એને દુષ્ટ કહ્યો હતો ! મનોરમાનાં મનામણાં પછી થોડી વારે તે શાંત થઈ ગયો.

અન્નપૂર્ણાએ પૂછ્યું : "હરિ રાતે આવવાનો છે ?"

મનોરમાએ મોં નીચું નાખી દીધું. વિજયાએ જવાબ આપ્યો: "હાં મા, ઠાકુરપો આજે આવવાના છે."

ધીરેને પૂછ્યું : "દિદિ ! મારા બાપુ ક્યારે આવશે ?"

અન્નપૂર્ણા : "ભવેશનેય આવવાનું લખ્યું તો છે. હરિની સાથે આજે આવશે મોટે ભાગે."

અને મનોરમાને ઉદ્દેશી પૂછ્યું: "મા, વિમલાના લગનની વાત સાફ કરીને લખી છે ને?"

મનોરમા: "હા, કાકીમા."

અન્નપૂર્ણા: "તો તો ભવેશ પણ આવશે. પણ મા, વિમલાનું રૂપ ભૂલી જાય તો એના લગનનું શું નક્કી કહેવું? પૈસા થોડા ઓછા થાય તો આશા રહે."

મનોરમા: કાકીમા, તમે તો વેવાણે ય નક્કી કરી રાખી છે. એ તો વિમલને લેવા બહુ આતુર છે; જરૂર રકમ થોડી ઓછી થશે.

અન્નપૂર્ણા: "ઓહો! વેવાણનુંય નક્કી કરી નાખ્યું છે! ભારે કરી!"

વિજયા અને મનોરમા હસવા લાગ્યાં.

દોડાદોડી કરી ધીરેન થાકી ગયો હતો. દાદીના ખોળામાં માથું નાખી તે ઊંઘી જવા કરતો હતો, પણ વિમલા અને ધીરેનને ખવડાવવા માટે તેમને રસોડે લઈ ચાલી. વિમલા બોલી: "કાકીમા, તમારે આવવાની જરૂર નથી. અમે જમીને આવીએ છીએ. પણ આજે તો એક વાત કહેવી પડશે."

મનોરમા પ્રેમપૂર્વક વિજયાનો જમણો હાથ પકડી બોલી: "દિદિ, મારા ભાઈ આજે આવશે, જોજે."

વિજયા હસીને બોલી: "તારા મોંમાં ફૂલચંદન. આવશે તો કાલે તને એક શેર સંદેશ× ખવડાવીશ."

મનોરમાએ વિજયાના ખંડમાં પ્રવેશ કર્યો. થોડી વારે પાછી આવી તે બોલી: "વાહ રે દિદિ, તમે તો એમની પથારી પણ કરી નથી!"

---

× પેંડા જેવી મિઠાઈ.

વિજયા: "એમના આવવાનું કંઇ ઠેકાણું નહિ. પહેલાંથી પથારી કર્યે શું વળે ? ઊલટું, ભાઈ, પથારી પાથરી રાખું ને ના આવે તો વધારે દુઃખ થાય."

તેમ છતાં આશાભરી મનોરમાએ પોતાને હાથે ભવેશની પથારી તૈયાર કરી. તેને થતું જ હતું કે હરિચરણ જરૂર આજે ભવેશને લઈનેજ આવશે.

વિજયા હસતી હસતી બોલી: "જોઉં છું, તારે હાથે મારું નસીબ ઊઘડે છે કે કેમ."

મનોરમા: "તમારા ભાઈએ તમને પલાશપુર લઈ જવાની વાત લખી હતી, પણ જુઓ, તમારે કેમે કર્યું જવાનું થયું નથી. તો પછી વિપિનની સાથે વિમલાનાં લગ્નની આશા છોડી દેવી રહી."

વિજયા: "પણ એ જો સદાને માટે મને હડધૂત કરે તો આખરે ભાઈનો આશરો લીધે જ છૂટકો. આમ ને આમ તો ક્યાં લગી ચાલે; બહેન ? લોકનું દેવું પાછું વાળવાની કોઈ આશા જ ન હોય તો દેવું કરવુંય કયા આધારે ?"

મનોરમા: "એ બધી નકામી વાત છે. હવે તો તમને પિયર નહિ જવા દઉં. ભગવાન બેઠો છે, જવાની જરૂર જ નહિ પડે."

વિજયા: "તો પેટ કેમ ભરીશ, બોલ ?"

મનોરમા: "દેવાવાળો જરૂર દેશે; અમને આપે છે તો તમને ય આપશે. તમે નકામાં શંકા ન કરો, દિદિ."

૭

રેલગાડી દોડી રહી હતી. હરિચરણ એક ખૂણે એકલો બેઠો છે. પૂર્ણચંદ્રનાં શુભ્ર કિરણો ધરતીને નવરાવી રહ્યાં છે. નિસ્પંદભાવે રસ્તે ઊભેલાં વૃક્ષો પોતાની પત્રશાખા વિસ્તારીને ચંદ્રપ્રકાશને અવરોધી રહ્યાં છે. પ્રકૃતિ નિસ્તબ્ધ છે, કેવળ ટ્રેન અવાજ કરતી દોડી રહી છે.

આજે હરિચરણના ચિત્તનો કબજો વિષાદ–ચિંતાએ લીધો છે. એ વિચારી રહ્યો છે, ભવેશની વાત, વિજયાની વાત અને માનવજીવનની કથા! તેને થયું કે ભગવાને માણસને વિવેકબુદ્ધિ આપી છે; પાપની સજા તથા પુણ્યના સુખવિચારની શક્તિ આપી છે; એમ છતાં માનવી શાથી ભ્રમમાં અંધ બની જીવે છે? પુણ્ય અર્થે જીવે તો આ પૃથ્વી પર જ સ્વર્ગ છે; પાપમાં ડૂબે તો અહીં જ નરકભોગ છે. માનવી જો ખુલ્લી આંખો રાખી અનુભવ ગ્રહણ કરે તો આ સંસારમાં જ કેટલું સુખ લાધે અને આ ધરતી પરથી કેટલી જ્વાળાઓ લુપ્ત થાય! પરંતુ માનવી જ્ઞાન છતાં અજ્ઞાનમાં રહી, પ્રલુબ્ધ પતંગિયાની જેમ પાપાગ્નિમાં આત્મવિસર્જન કરવા હમેશાં લોલુપ

હોય છે. ભવેશ આ કક્ષાનો જ એક કીડો હતો. વાસનાજન્ય મોહના પ્રભાવમાં એ હતજ્ઞાન હતો. હાય! કેવું દુર્દૈવ કે લક્ષ્મીરૂપિણી વિજયાની પ્રશાંત નિર્મળ જીવનસરિતા ભવેશના વિક્ષોભમય કાદવિયા જીવનસ્રોત સાથે જઈ મળી છે! ક્યા પાપે વિધાતાએ વિજયાના ભાગ્યમાં આવું દારુણ દુઃખ લખ્યું છે? કોણ એ રહસ્યનો ઉકેલ કરશે? પણ શું ભવેશના આ દુર્વર્તાવની કોઈ સજા જ નથી? જરૂર છે જ. એ મૂઢ જાણતો નથી કે વિજયાને પીડા દઈને એ મૂઢ સાથેસાથ ઘરની લક્ષ્મીને હડધૂતે છે. એને ખબર નથી આ પાપનું કેવું ભયંકર પ્રાયશ્ચિત્ત છે, એની ય.

મધરાતે ટ્રેનમાંથી ઊતરી હરિચરણ નોકર સાથે ઘર તરફ ચાલ્યો. એ વખતે એના દિલમાં કંઈ કંઈ સુખકલ્પનાઓ ઊગી ઊગી વિલસી રહી હતી! એની આંખો સામે મનોરમાનું ચાંદમુખ તગતગતું હતું. એ વિશાળ નયનો, સુધામય સ્મિત, પીઠ પર લટકતી કેશાવલિ! ઓહ! એ કેટલું અપરિમેય સુખ હતું! એ મધુરતા અને એકાગ્રતામાં પ્રેમિક બાહ્ય જગતને ભૂલી જાય છે. સંસારમાં જે કાંઈ મધુર છે, જે કાંઈ વાંચ્છનીય છે એ સમસ્ત પ્રેમિકની આંખે પ્રણયિનીમાં આવી વસેલું દેખાય છે. પ્રેમિક પ્રણયિનીના સાન્નિધ્ય વિના પ્રકૃતિનું સૌંદર્ય ભોગવી શકતો નથી. પૂર્ણચંદ્ર સુધાવર્ષણ કરી રહ્યો છે; પણ જ્યાં લગી એ સુધાતરંગમાં પ્રણયિનીની દેહલતા વિભાસિત બની જઈ તેના શુભ્ર પ્રવાહમાં પ્રિયાનું સ્મિતભર્યું મુખ મળી ન જાય, ત્યાં સુધી એ પૂર્ણચંદ્રનું લાવણ્ય એ લાવણ્ય નથી. કુસુમની સુંદરતા ને સુવાસ, મલયાનિલનો સ્નિગ્ધ પ્રવાહ, જ્યારે પ્રિયાની સ્મૃતિ જમાવી જાય છે ત્યારે જ એ મનોહારી બને છે. આ જ તો છે યૌવનની ઈન્દ્રજાલ, પ્રેમીનું સ્વપ્નરાજ્ય.

હરિચરણ વિચારી રહ્યો—જઈને જોઈશ કે મનોરમા બાળકને છાતી પર લઈ ગાઢ નિંદરમાં પોઢેલી છે. તો પછી એને ઉઠાડીશ શું?

સવાલ બહુ કઠણ છે. એક બાજુ દિવસભરના કામથી થાકી આરામ લેતી પ્રિયતમાના નિદ્રાસુખમાં ભંગ પાડવો નરી ક્રૂરતા છે, તેવી જ રીતે બીજે હાથે, પ્રવાસી પ્રિયતમને માટે પ્રિયાનાં મધુર હાસ્ય અને મિષ્ટ વાણીની લાલસાનું સંવરણ અત્યંત મુશ્કેલ કાર્ય છે. થોડી વારમાં તેણે નક્કી કર્યું કે ઊંઘમાં ભંગ પાડવો નહિ, પાસે બેસી એ નિદ્રિત છબિને પ્રાણ ભરીને જોયા કરીશ. અને મનોરમા જો એકદમ જાગી જાય તો શી રીતે એનો આદર કરીશ ?— એ સમસ્યામાં પ્રેમી પડી ગયો. ખૂબ ખૂબ વિચાર કરી તેણે આખરે નક્કી કર્યું કે પહેલાં તો મનોરમા સાથે રીસાવાનો ઝગડો કરીશ. થોડી વાર બિલકુલ બોલીશ જ નહિ. કેમકે મનોરમા કાગળોનો જવાબ આપવામાં બહુ વિલંબ કરે છે. હરિચરણને અઠવાડિયામાં મનોરમાના માત્ર બે જ પત્રો મળતા હતા !— હા, એ પછી મનોરમા કસૂર કબૂલ કરી ક્ષમા માગશે, ને ઝગડો પતી જશે.

સુખકલ્પનામાં ડૂબી ગયેલો હરિચરણ ઘર તરફ જઈ રહ્યો છે, એની નજર ધરતી ઉપર છે. રાત્રિનો પવન થોડી થોડી વારે સર્ર્ કરતો વૃક્ષપત્રોને લચકાવી જાય છે. કદિક માળામાં સૂતેલાં પંખીઓની પાંખોનો ફફડાટ સંભળાય છે, ક્વચિત્ એકાદું શિયાળ ભયભીત બની એક ઝાડીમાંથી બીજી ઝાડી ભણી દોડવા માંડે છે, ગામડાના ચોકીદારોના 'આલબેલ'ના સૂર દૂર દૂર ચાલ્યા જઈ ક્ષીણ બનતા જાય છે.

ભવેશના ઘર પાસે આવી પહોંચતાં હરિચરણની ચમક ભાંગી. જુએ છે તો એક નારીદેહ ધીરે ધીરે નીચે આવી રહ્યો છે. એક નિરાશાભર્યો નિઃશ્વાસ તેને કાને અસ્ફુટપણે અથડાયો અને તેના કોમલ અંતરને આઘાત કરી ગયો. તે મનમાં ને મનમાં બોલ્યો : 'ભવેશ !' સતીના આ નિઃશ્વાસ આગળ પ્રકૃતિ સંતપ્ત બની છે અને ગૃહદેવતા રૂષ્ટ બન્યો છે. પશ્ચાત્તાપપૂર્વક વિજયાની ક્ષમાયાચના કર, નહિ તો આ પાપના નરકાગ્નિમાં તું બળી ખાખ થઈ જઈશ.'

# ૮

હરિચરણ ઘેર પહોંચ્યો. પાળેલો કૂતરો મોટેથી ભસવા લાગ્યો, પરંતુ બીજી જ ક્ષણે ગૃહસ્વામીનો પરિચિત સ્વર સાંભળી આનંદમાં આવી જઈ પૂંછડી હલાવતો હલાવતો તેની પાસે આવી ઊભો રહી ગયો. અંબિકા પુત્રના આવવાની રાહ જોતી બેઠી બેઠી ઝોકાં ખાતી હતી. કૂતરાનો અવાજ સાંભળી એકદમ સજાગ બની ઊભી થઈ ગઈ અને બારણું ઉઘાડવા દોડી.

હરિચરણે ભક્તિપૂર્વક માતાના ચરણોમાં વંદના કરી આશીર્વાદ ગ્રહણ કર્યો.

અંબિકાએ પૂછ્યું : "બાબા ! ભવેશ આવ્યો કે ?"

હરિચરણ : "ના મા, એને કેટકેટલું સમજાવ્યું, કેટલી ખુશામત કરી, પણ કેમે માન્યો જ નહિ. કોણ જાણે એ તે કેવો થઈ ગયો છે !"

અંબિકાએ ભવેશના કુટુંબની દુરવસ્થાની વાત કહી દુઃખ વ્યક્ત કર્યું.

હરિચરણે હાથપગ ધોઈ કપડાં બદલ્યાં અને જમવા બેઠો. મા–દીકરો વાતે વળગ્યાં. વાત કરતાં કરતાં માતાએ પુત્રની તબિયત નબળી થઈ ગઈ હોવાનો ઉલ્લેખ કરી ચિંતા વ્યક્ત કરી. અને ધીમે ધીમે ખગેનની વાત ઉપર આવતાં તે બોલી ઊઠી: "બાબા, તારો એ છૈયો તો મારા માથા પર એક વાળ પણ રહેવા દે એવો નથી."

માતાના મુખે પુત્રનો ઇતિહાસ સાંભળી હરિચરણ નિર્મળ આનંદ ભોગવી રહ્યો.

હરિચરણે શયનખંડ તરફ નજર કરી તો સુવર્ણપ્રતિમા પોઢેલી છે. જમણે પડખે બાળક છે. હરિચરણ આસ્તે રહી પથારી પાસે આવી ઊભો અને થોડી વાર એકીટસે એ પવિત્ર રૂપમાધુરી જોઈ રહ્યો. સ્વર્ગીય સુખથી તેનો પ્રાણ ભરાઈ ગયો, તેણે ધીમે રહી પ્રિયતમાના મોં ઉપરનું વસ્ત્ર દૂર કર્યું: કેમ જાણે મનોરમા નિદ્રાભંગ થઈ હોય એમ તેણે એકદમ મોં પાછું ઢાંકી દીધું. પણ હરિચરણ એમ કંઈ છોડે એમ ન હતો. તેણે પ્રેમપૂર્વક આવરણ ફરી દૂર કર્યું તો મેઘના અંતરાલમાંથી બહાર આવેલા પૂર્ણચંદ્રસમું તેનું મુખ સ્મિત કરી રહ્યું હતું. હરિચરણનાં સુખોન્મત્ત નયનો એ અમૃત પી રહ્યાં. રસ્તે કરેલો ઝગડાનો વિચાર તે ક્યાંય વિસરી ગયો અને એ ચાંદમુખને પોતાના હાથમાં ઝડપી લઈ ચુંબનથી ભીંજવી રહ્યો. લજ્જાવતી ધીમે ધીમે ઊઠી બેઠી થઈ, અને સ્વામી ભણી જોઈ હસી રહી. એ ભુવન ભુલાવનારું હાસ્ય હોઠમાં શમી જાય એ પહેલાં તો એ હોઠો ઉપર બીજું ચુંબન ઝિલાઈ ગયું. અને પછી તો ધારા ચાલી ચુંબનોની: કેમે કરી જાણે પ્રેમીકના પ્રાણની તૃષ્ણા સંતોષાતી નથી. મનોરમા પણ સ્વામીના અગાધ પ્રેમમાં બૂડી ગઈ છે. એકાએક તેને વિજયા યાદ આવી અને તેણે વ્યગ્રભાવે પ્રશ્ન કર્યો: "જેઠજી આવ્યા કે?"

હરિચરણ: ના, એ અભાગી તો છેક જ અધઃપાતને માર્ગે ગયો છે—અત્યંત દારૂડિયો બની ગયો છે.

મનોરમા: કાકીમાનો કાગળ એમને મળ્યો હતો?

હરિચરણ: હા, પણ એની વાત વધારે ન પૂછીશ. એ સાવ કઠોર બની ગયો છે. વિજયા જેવી પત્નીને જે હડધૂત કરે છે એને માટે બીજું કયું દુષ્કાર્ય શક્ય નથી? એ બિચારી બારીએ બેઠી બેઠી ભવેશની રાહ જોઈ રહી હતી.

મનોરમાના મુખ ઉપર વિષાદની છાયા પથરાઈ ગઈ. તે બોલી: “હાય રે! દિદિના નસીબમાં કેટલું દુઃખ છે! નિસાસા નાખી નાખીને જીવે છે. શું થશે, કેવી રીતે ઘરસંસાર ચલાવવો એ જ ચિંતા રાત-દા'ડો કર્યા કરે છે. ઘેર આવવું તો દૂર રહ્યું પણ ખરચ મોકલવાનુંય બંધ કર્યું છે. ઘરનાં લોક ભૂખે મરી જવાનું જ રહ્યું ને! વિમલાયે મોટી થઈ છે. એનાં લગનનુંય શું થશે?”

સ્નેહભર્યું હૈયું કરુણાર્દ્ર બન્યું. સ્વામીનો હાથ પોતાના હાથમાં લઈ વિષાદ કંઠે તે બોલી: “મારાથી દિદિનું દુઃખ જોયું જતું નથી. તમારે જ એનો રસ્તો કાઢવો પડશે. તમારા સરખા દેવપુરુષ ધારે તો એક આડે માર્ગે ચઢેલાને બચાવી શકે. આ વખતે હવે ઘેર આવો ત્યારે એમને સાથે ખેંચી લાવજો જ. અને રસ્તે ચઢે એ માટે થાય તે બધું કરજો. કહો, મારું વેણ રાખશો?”

હરિચરણ ફરી તેના મુખને ચૂમી બોલ્યો: “મનો! મારાથી થાય એટલું કર્યા વિના હું નહિ રહું. ભગવાન ભવેશને સદ્‌બુદ્ધિ આપો.”

## ૯

બીજે દિવસે સવારે વિમલા તેના ભાઈને સાથે લઈ કાકીને ત્યાં રમવા આવી છે. વિમલાને અગિયારમું વરસ ચાલે છે. શરીર એકવડું છે. તેની દેહયષ્ટિ સુંદર અને સુડોળ છે. હજાર કુમારિકાઓમાં પણ જુદી તરી આવ્યા વિના ન રહે, એટલી આકર્ષક એની મૂર્તિ છે. એનું હાસ્ય અનન્ય જ છે. પણ ભાગ્યે જ કોઈની નજરે કદી એ પડયું છે.

રોજ સવારે એ રમવા આવે છે. હજી તો એ બાળક જ છે. માતા અને દાદી એનાં લગ્નની ચિંતા કરી રહ્યાં છે, પણ એને તો એવી કશી સમજ નથી. ઢીંગલીની રમત, ઢીંગલીને પરણાવવી વગેરેમાં એને અત્યંત રસ છે, ધીરેન અને ખગેન એની રમતના સાથીદારો છે. અરે! વિમલાની કાકી પણ કદી કદી એમાં ભળી જાય છે.

હરિચરણ પથારીમાંથી ઊઠી બહાર નીકળતો હતો ત્યાં જુએ છે તો વિમલા, ધીરેન, ખગેન, ઓટલે બેસી રમી રહ્યાં છે. તેણે ધીરેનને ખોળે લઈ વિમલાને પૂછ્યું: "તારું શરીર તો સારું છે ને, બહેન? તારી બા પણ મઝામાં છે ને?"

વિમલા આ સ્નેહવચનથી ખેંચાઈ હરિચરણની પાસે આવી ઊભી અને બંને હાથે હરિચરણનો જમણો હાથ પકડી તેણે પૂછ્યું: “ હેં કાકા! મારા બાપુ કેમ ન આવ્યા? કાલે તો બધાં કહેતાં’તાં કે એય આવશે!”

હરિચરણે આડીઅવળી વાત કરી વિમલાને સમજાવી દીધું કે એના બાપુ આ વખતે ઘેર આવે એમ છે નહિ. પણ હવેની વખત જરૂર આવશે.

ધીરેન બોલ્યો: કાકા, હું તમારી સાથે કલકત્તા આવીશ.

વિમલા: ત્યાં રહેવાશે એકલા, અમારા વિના?

ધીરેન: વાહ, હું તો બાપુની પાસે રહીશ.

વિમલા: બાપુને ઘેર તેડી લાવીશ?

ધીરેન: હા, કેમ નહિ?

વિમલા ઉત્સાહિત બની બોલી: “ તો કાકા! ધીરેનને કલકત્તા લઈ જજો.”

મનોરમા વાત સાંભળી રહી હતી તે બોલી ઊઠી: “ બરાબર છે. આ વખત ધીરેનને લેતા જજો. પછી તો જેઠજીને આવવું જ પડશે.”

હરિચરણે મનમાં ને મનમાં સેંકડો વાર ભવેશનો ધિક્કાર કર્યો.

મનોરમા વિજયાને ત્યાં ગઈ. જુએ છે તો તે એકલી એક ઓરડીમાં દુ:ખચિંતામાં ડૂબેલી પડી છે.

“ દિદિ, આ શું? આખી રાત આમ ને આમ ગાળી છે કે શું? આમ તે કેટલા દા’ડા જીવાશે?” મનોરમાએ પૂછ્યું.

વિજયા: નસીબમાં દુ:ખ ભોગવવા લખ્યું હશે એટલા દા’ડા તો ખરું જ. આ જો, બિછાનું કર્યું હતું તેવું ને તેવું પડયું છે.

મનોરમા વ્યથિત બની વિજયાનું મુખ કરુણભાવે જોઈ રહી.

વિજયા હસીને બોલી: " જોઉં છું કેટલા દિવસ એય નથી આવતા. અમને ભૂલીને રહે છે. ગમે તેમ, પણ તું આટલી વહેલી કેમ આવી છે આજે કંઈ? દિયરજીની સાથે ઝગડો કરીને તો નથી આવીને? એમણે તારા જેઠજીની કંઈ વાત તો કરી હશે? છે તો મજામાં ને?"

મનોરમા : હા દિદિ, સારી પેઠે મજામાં છે.

વિજયા : તો આવ્યા કેમ નહિ?—તેં ના પૂછ્યું?

સવાલમાં આશંકા અને ઉદ્વેગ હતો. મનોરમા નિરુત્તર રહી.

વિજયા : સાચું કહે છે, એમની તબિયત તો સારી છે ને?

મનોરમા : દિદિ, જૂઠું કદી બોલી છું—તે આમ પૂછો છો?

વિજયાના મોં ઉપર પ્રસન્નતાનું હાસ્ય રમી રહ્યું. 'એ સારા હો એટલે બસ છે મારે' એમ બોલી નાહવાની તૈયારી કરવા લાગી. મનોરમાના માથામાં જરા તેલ ચોળી આપી બંને જણ નાહવા જવા નીકળી પડયાં.

સૂર્યોદય પછી અન્નપૂર્ણા હરિચરણને ત્યાં આવી. " ભવેશ કેમ આવ્યો નહિ? એનું શરીર તો સારું છે ને?" માતાએ સ્વાભાવિક આશંકાપૂર્વક પુત્રની ખબર પૂછી. હરિચરણ ભારે મૂંઝવણમાં પડ્યો. આજે કોણ જાણે કેટકેટલું જૂઠું બોલવું પડશે—એનો એ વિચાર કરી રહ્યો. વિમલાને તો ઝટ દઈને સમજાવી દીધી હતી, પણ કાકીને તો એમ સમજાવી દેવું શકય નથી. તેણે અત્યંત કુંઠિતભાવે જવાબ આપ્યો : " શરીર તો સારું છે. ઘેર આવવા એને ખૂબ ખૂબ કહ્યું, પણ—"

પણ તેનાથી આગળ બોલાયું નહિ. અન્નપૂર્ણા સમજી ગઈ. થોડી વાર શાંત રહી તેણે પૂછ્યું : " પૈસા ટકા કંઈ મોકલ્યું છે? કુટુંબ નભાવવા તો કંઈ જોઈશે ને!"

હરિચરણે કહ્યું : "મોકલ્યું તો કંઈ નથી."

અન્નપૂર્ણા લાંબો નિસાસો નાખી બોલી : "બોલ બાબા, હવે શું કરવું? ધાન તો બે મૂઠી જોઈશે ને? વિમલાના લગનનીય ચિંતા ઓછી નથી. શરીર ને ન્યાતજાતના ધર્મ જાળવવા શી રીતે? ભગવાન, મારા ભવેશને સદ્બુદ્ધિ આપો."

અને તેના લમણા ઉપર આંસુના રેલા દોડવા લાગ્યા. ફરીથી તે બોલી: "બાબા! તારા જેવા સુશીલની પાસે મારો ભવેશ પડ્યો છે. એનું ભલું થાય એમ કર."

હરિચરણનું હૃદય દુ:ખથી ભરાઈ ગયું. તેણે અન્નપૂર્ણાના હાથમાં થોડા પૈસા મૂકી કહ્યું : "કાકીમા! હમણાં આટલાથી ચલાવો. કલકત્તા જઈ બાકીની વ્યવસ્થા કરીશ; ચિંતા ન કરો."

૧૦

હરિચરણ કલકત્તા પાછો ફરી રહ્યો છે. ધીરેન જલદી જલદી કપડાં પહેરી રહ્યો છે. તૈયાર થઈ જઈ તેણે એક ગરમ શાલ ઓઢી. આજે તે હરિચરણની સાથે પિતાની પાસે કલકત્તા જવા નિશ્ચય કરી ચૂકયો છે. માતા અને દાદીએ તેને ઘણું સમજાવ્યો, પણ રોકી શકયાં નહિ. નિશાળના ગુરુજીએ તેને સમજાવવા માટે દુંદાળા મહાશયોને મોકલી આપ્યા છે. પરંતુ ધીરેને જરા પણ ગભરાયા વિના એમની વાતને પાછી ઠેલી છે.

મનોરમા વિજયાને કહી રહી છેઃ “દિદિ, તમે લોકો ધીરેનને શું કામ નથી જવા દેતાં? જુઓ તો, એ કેવો એના બાપુને પકડી લાવે છે.”

વિજયાઃ એમ બોલ્યે શું થાય, ભાઈ? એનેય નજરથી અળગો કરી અમારાથી નિરાંતે કેવી રીતે જીવાશે?

મનોરમાઃ અરે, ચાર છ દા’ડા ના સહેવાય? આ શનિવારે તો પાછો આવશે.

વિજયા: ધીરેનના જવાથી એમનું આવવાનું પાકું થશે, એમ મને તો નથી લાગતું. હું તો એક ક્ષણ માટેય એને નજર બહાર જવા દેવા તૈયાર નથી.”

વિજયાની આંખો ભરાઈ આવી. અને તેણે પુત્રને બાથમાં લેવા હાથ લાંબો કર્યો. ધીરેને માતા તથા દાદી સાથે જબ્બર ઝગડો જમાવ્યો અને આખરે તે નાસી છૂટી હરિચરણને ઘેર જઈ પહોંચ્યો. મનોરમા, વિજયા ને વિમલા સૌ એની પાછળ આવી ઊભાં.

હરિચરણ નાસ્તો કરતો હતો. ધીરેનને ખોળે બેસાડી ખવડાવ્યું. આવતે શનિવારે એ પોતે અને ભવેશ બંને આવશે, અને એ વખતે ધીરેન તથા ખગેનને કલકત્તા લઈ જશે વગેરે વાત સમજાવવા માંડી. બાળક રિસાયેલા કંઠે ને છલકાતી આંખે હોઠ ફુલાવતો બોલ્યો: “ તો આવો ત્યારે મારે માટે એક રેલગાડી લઈ આવવી પડશે!”

હરિચરણ: હા ભાઈ, જરૂર લાવીશ.

ધીરેન: અને આટલાં બધાં રમકડાં પણ.

હરિચરણ: હા, ભાઈ, રમકડાં ને વાંસળી પણ—

ધીરેન: પણ હું તો દિદિને નહિ આપું, માને નહિ આપું, કાકીમાનેય નહિ, કોઈનેય નહિ...

સૌ હસ્યાં.

ધીરેન મા ઉપર ચિડાઈ બબડી રહ્યો. મનોરમાએ તેને ગોદમાં લઈ શાંત કર્યો.

હરિચરણ સૌની વિદાય લઈ કલકત્તા રવાના થયો.

વિજયાનો મર્મસ્પર્શી દીર્ઘશ્વાસ, પ્રણયિનીનો અનુરોધ, અન્ન-

પૂર્ણાનું વિષાદઘેર્યું મુખ, ધીરેનની પિતા પાસે જવાની હઠ,—એ બધું હરિચરણના સ્મૃતિપટ ઉપર ગાઢ અંકિત હતું. કલકત્તા આવીને તેણે એ બધી વાત ભવેશને કરી. અને તેને તેના વર્તનનું વિષમ પરિણામ સારી પેઠે સમજાવ્યું. ભવેશ ચૂપચાપ સાંભળી રહ્યો. પરંતુ કશો ફેર તેના દિલમાં કે ચિત્તમાં ન થયો. વિજયાના દીર્ઘનિઃશ્વાસ તથા માતાનો અશ્રુપાત એણે પચાવી લઈ આખી જિંદગી સહેવાનાં હતાં. એ રાતે તો મોટી મિજલસ જામવાની હતી. ગાનતાનની ભારે તૈયારી થઈ રહી હતી. હરિચરણ એને ઘરની વાત સમજાવી રહ્યો હતો એ દરમિયાન ભવેશની કલ્પનામાં તો ગાયિકાઓના કલકંઠ ગુંજી રહ્યા હતા, એમની મોહક હાસ્યલહરિ તેની નજરે ચઢી રહી હતી તથા બીજાં પણ કંઇ કંઇ સુખચિત્રો અંકિત થઈ રહ્યાં હતાં. એટલે તો તેના લાલસાકલુષિત હૃદયમાં હરિચરણની કાકલુદી પ્રવેશી જ ન શકી.

હરિચરણ હતાશ થયો. આખરે તેણે ગુસ્સે થઈ ઘરખર્ચ મોકલવા ભવેશને કહ્યું.

સાધુની આગળ પાપી માનવી સંકોચાય છે. ભવેશ પણ હરિચરણથી ડરતો હતો. તેણે પૈસા કાઢી આપ્યા. હરિચરણે જબરજસ્તી કરી વીસ રૂપિયા લીધા અને કહ્યું: "આ પૈસા તારે ઘેર મોકલી આપીશ. એ લોકો ભૂખે મરી રહ્યાં છે!"

ભવેશ બોલ્યો: "મોકલ. પણ આટલા બધા શું કામ? મોટા લોકની દેખાદેખી કંઈ હંમેશાં ગમે તેમ ખર્ચ કરાતું નથી. કોક દા'ડો ઠીક છે."

હરિચરણને આ સાંભળી અત્યંત ઘૃણા છૂટી. તે દિવસે જ તેણે પૈસા તો રવાના કરી દીધા; પણ આ વખતે તેણે ભવેશને આટલેથી

છોડ્યો નહિ. બીજે જ દિવસે ઘેર આવતાં હરિચરણે તિરસ્કારપૂર્વક કહ્યું: "ભવેશ, દર્પણમાં જરા મોં તો જો. આવા મોજશોખનો નશો? સાચું બોલ–અરે, તને જરાય પસ્તાવો થતો નથી?"

ભવેશ મૂંગો રહ્યો.

હરિચરણ: જો, આ રજાને દહાડે તારે ઘેર આવવું પડશે. વિપિન સાથે વિમલનાં લગ્નનું જલદી નક્કી કરી નાખવું જરૂરી છે. બધું નક્કી જ છે. માત્ર તારે જઈ લેણદેણ કરવાની હોઈ તે કરી આશીર્વાદ આપી ચાલ્યા આવવાનું છે.

ભવેશ ઘેર જવાની વાતથી જેટલો ચિડાતો એનાથીય વધારે વિમલાના લગ્નની વાત સાંભળીને કંટાળતો. હવે તો તે કુટુંબને જ અનર્થનું મૂળ સમજી તેમના તરફ તિરસ્કારપૂર્વક જોતો થયો હતો.

ભવેશ: છોકરીનાં લગ્ન કંઈ મોઢાની વાત નથી. પૈસા કયાં છે?

હરિચરણ: ગમે તેમ કરી ભેગા કર. એ ભાર તો તારે માથે છે. ઉછીના લે, જમીનજમીન વેચી નાખ. પણ દીકરીનું લગન કર્યા વિના કંઈ ચાલવાનું છે? ગમે તેમ ઉડાવે છે એ બંધ કરે તો બધો ઉકેલ થવા માંડે.

ભવેશ: તો તું જ ઘેર કહી દે ને કે જમીન વેચીને કરવું હોય એમ કરી પતાવી નાખે. મારી ઉપર નકામો બોજો શું કામ નાખો છો? મારાથી કંઈ બને એમ નથી.

હરિચરણ: એટલે કે તારી દીકરીને પરણાવી તારી મા ને વહુ રસ્તે ભીખ માગવા માંડે ને તું અહીં નોકરી કરી ગમે તેમ ઉડાવ્યા કરે, એમ ને? જો, ભવેશ, તું છટકી જઈશ તોય હું છું, ને ભગવાનની મહેર છે ત્યાં લગી તો વિમલના લગ્નનું ગોઠવશું જ. વિપિન સાથેનું નહિ ગોઠવાય તો બીજે ક્યાંક. પણ રખે એમ માનતો કે

કુટુંબને લાત મારીને તું સુખે જીવી શકવાનો છે. મારાથી બનશે ત્યાં લગી તો તને એમ જંપીને નહિ બેસવા દઉં.

ભવેશ : મારી વાત પહેલાં સાંભળી લે. હું તો એટલું જ કહું છું કે હજાર બારસો રૂપિયા ખરચી દીકરીને પરણાવવાની ગુંજાશ મારી નથી.

હરિચરણ : ઘરેણાં હોય તે તોડાવ, જમીન વેચ. બીજા ખૂટે તે વિનાવ્યાજે હું અપાવીશ. ભગવાન એ મદદ કરશે. માણસની ઇચ્છા હોય તો શું પૈસાને કારણે કશું અટકયું છે ?

ભવેશ હાર્યા જેવો બની માથું નીચું નાખી બેસી રહ્યો.

૧૧

રાજગ્રામમાં માત્ર એક નિશાળ છે. ત્રીસેક બાળકો એમાં ભણે છે. આંક લેખાં ને કોષ્ટકોથી માંડી હિસાબનું તથા સાહિત્યમાં વર્ણ-રચનાથી માંડી કાવ્ય સુદ્ધાંનું શિક્ષણ અહીં અપાય છે. શાંતિના દેવ સરખા ગુરુ મહાશય સવારે બપોરે સોટી કે આંકણીનો કદી કદી ઉપયોગ કરી લે છે.

વિજયાએ ધીરેનને નિશાળે મૂક્યો હતો. હજી તો એ માત્ર હાજરી પૂરતો જ જાય છે. આગળ જતાં બાળક શાંત અને સુબોધ નીવડશે એવી વિજયાની આશા વૃથા નથી. રોજ પોતાના ઉત્સાહે ધીરેન નિશાળે જાય છે, એ જેવી તેવી નિશાળ નથી.

સવારના પહોરમાં તેણે ધીરેનને કપડાં પહેરાવી સ્લેટ–બાળપોથી હાથમાં પકડાવી વિમલાની સાથે નિશાળે રવાના કરી દીધો. બાળક દિદિનો હાથ પકડી નાચતો નાચતો ચાલતો થયો. રસ્તામાંથી એકાદ સોટી ઉઠાવી લઈ તે ભારે આનંદપૂર્વક કૂતરાં બિલાડાં તથા વાછરડાં વગેરેને ભગાડતો. વિમલા તેને વારંવાર અટકાવતી, પણ તેનો આ વાતનો ઉત્સાહ ઠંડો પડતો નહિ.

હલધર ઘોષને ત્યાં 'ભૂલો' કરીને એક દુષ્ટ કૂતરો હતો. તે આંગણામાં રાખના ઢગલામાં કોકડું વળી સૂઈ જઈ અર્ધી મીંચેલી આંખે પોતાની દુઃખી દશાનો વિચાર કરતો હતો. આખી માનવજાતિને તે ઝેરી આંખે જોતો હતો અને એમ ને એમ એણે એનો પોતાનો મિજાજ બગાડી નાખ્યો હતો. એવામાં એકાએક તેના શરીર પર પથરો આવી પડતાં તે ચોંકીને ઊભો થઈ ગયો અને સામે જ ધીરેનને કુતૂહલપૂર્વક હસતો જોઈ ક્રોધપૂર્વક ભસવા લાગ્યો. ધીરેને બીજો એકાદ પથરો ફેંકતાં જ કૂતરો બધી ધીરજ ગુમાવી તેના તરફ ધસી ગયો.

ધીરેન જીવ લઈ દિદિની પાછળ ભરાઈ બેઠો. બહેને ભાઈને આડમાં લઈ કૂતરાને ભગાડવા પ્રયત્ન કર્યો. પણ કૂતરો પાછો ન ફરતાં તે મોટેથી ચીસ પાડી ઊઠી.

એવામાં એક યુવક આવી લાગ્યો અને સોટી વડે કૂતરાને ફટકારી તેને ભગાડી મૂક્યો. વિમલા ભયથી કંપી રહી હતી.

યુવકે પૂછ્યું: "કૂતરું કરડ્યું તો નથી ને?"

"ના" બોલી વિમલા શરમથી નીચું જોઈ રહી.

યુવક હતો વિપિનવિહારી મુખોપાધ્યાય. એની જ સાથે વિમલાનો વિવાહ થયો હતો.

વિપિન જુવાનીમાં પ્રવેશી રહ્યો છે. અઢાર વર્ષની ઉંમર છે. મોં પર નરી સરળતા છે. આંખો વિશાળ અને તેજીલી છે. શરીર સુગઠિત અને સુંદર છે.

કૂતરો હજીય દૂર રહ્યો રહ્યો ભસતો હતો. વિપિને વિમલાને કહ્યું: "ચાલો, તમને નિશાળ સુધી પહોંચાડી આવું."

વિમલા મૂંઝવણમાં પડી. વિપિનની સાથે જવું શી રીતે? કોઈ જોઈ જશે તો શું વિચારશે? ધીરે ધીરે વિમલાએ એક વાર વિપિન

ભણી જોયું. કંઈક બોલવાની ઇચ્છા છતાં તે બોલી શકી નહિ. શરમથી મોં આખું લાલ થઈ ગયું અને એકદમ તે દોડતી ભાગી છૂટી. વિપિને જરા હસીને ધીરેનને નિશાળ સુધી પહોંચાડી આવવા ચાલવા માંડ્યુ.

વિમલા દોડતી ઘેર આવી માતા તથા દાદીને એની આફતની વાત સંભળાવવા લાગી. વિજયાએ પૂછયું: "તો પછી કોણે બચાવ્યાં?"

વિમલાનું મોં ફરી લાલ લાલ થઈ ગયું. એણે જૂઠું જ બોલવું રહ્યું:

"હું તો ઓળખતી નથી."

વિજયા: તો ધીરેન ક્યાં?

"ના" બોલી વિમલા શરમથી નીચું જોઈ રહી.

વિજયા: કોની સાથે?

વિમલા: એમની જ સાથે.

અન્નપૂર્ણા: ઓ રે! ગમે તેવા અજાણ્યા આદમીની સાથે તેં એને જવા દીધો?

"દિદિ, એ તો બીજો કોઈ નથી, તમારો જમાઈ વિપિન જ..." એમ બોલી હસતી હસતી એક સ્ત્રી આંગણામાં આવી ઊભી. એ કૃષ્ણ ભટ્ટાચાર્યની વિધવા હતી. એને સૌ 'ગેઝેટ'ને નામે ઓળખતું.

"મેં તો રસ્તે જોયું તો વિપિન ધીરેનનો હાથ પકડી નિશાળ ભણી જાય છે. બંને વચ્ચે વાતો ચાલે છે. હું તો જોઈને તાજુબ થઈ ગઈ. મેં પૂછયું: "વાહ રે ભાઈ, હજી લગન તો થયાં નથી, તે પહેલાં આટલું બધું આકર્ષણ!' વિપિને શરમાઈને કહ્યું: 'રસ્તે કૂતરું કરડવા દોડયું હતું, એટલે એને સાથે લીધો.' અને મને થયું–લાવ દિદિને સારા ખબર પહોંચાડું જઈને."

પકડાઈ જતાં વિમલાનું મોં પડી ગયું. અન્નપૂર્ણા આનંદમાં આવી હસીને બોલી: "ઓ મા! વિપિન હતો? વિમલે તો એને ઓળખ્યો ય નહિ! અને તમે તો જાણે સ્વયંવર ગોઠવવા આવી પહોંચ્યાં હો એમ લાગો છો! બજાવો, શંખ બજાવો."

ભટ્ટાચાર્યની વિધવાનો આનંદ ઓર વધી ગયો. વિજયાના અંતરમાં પણ આનંદની હેલી ઊઠી. વિમલા ત્યાંથી સરકી જઈ અંદર ચાલી ગઇ.

થોડી વારે ભટ્ટાચાર્ય–ગૃહિણી ઊઠી. ‘ પેલે ઘેર પણ સારા સમાચારની વાત તો સંભળાવતી જાઉં ’ એમ બોલી તેણે હરિચરણના ઘર ભણી ચાલવા માંડ્યું. થોડી જ વારમાં વિજયાને ત્યાં મનોરમાનાં પગલાં સંભળાયાં.

વિજયા બોલી: “ કેમ અલી, હસે છે કંઈ ? ”

મનોરમા : અરે, ભટ્ટાણીની વાત સાચી છે કે શું ?

વિજયા : એને તો કંઇ ધંધો નથી; તે આખા ગામમાં ઢોલ બજાવતી ફરે છે. વિમલ તો શરમાઇને બહાર મોં બતાવતી નથી.

“ અરે, એમાં વળી શરમાવાનું શું ? આવ, બહાર આવીને બેસ તો, વિમલ. ” બોલી મનોરમાએ અંદર જઈ વિમલાનો હાથ પકડી તેને બહાર આણી. અને ધીરે રહી પૂછવા લાગી: “ બોલ, સાચેસાચું બોલશે ? ”

વિમલા: શું ?

વિમલા: વિપિને શું કહ્યું હતું ?

“ જાઓ કાકી, તમેય કંઇ... ” વિમલ એમ બોલી કાકીનો હાથ છોડાવી બાજુના ખંડમાં ભાગી ગઇ.

વિજયાએ હસીને મનોરમાને કહ્યું: “ મૂઈ તુંય. એવું તે કંઇ પુછાતું હશે ? ”

મનોરમા: ખેર, ધીરેનને નિશાળેથી આવવા દો. એની પાસેથી જાણવા મળશે.

વિમલાના મનમાં તો એમ થવા લાગ્યું કે આજે કેવી કમનસીબ ક્ષણે તે ધીરેનને નિશાળે મૂકવા નીકળી હતી, કેવી કમનસીબ ક્ષણે

ીરેને કૂતરાને સતાવ્યું હતું અને કેવી ખુશ નસીબ ઘડીએ વિપિન આવી પહોંચ્યો હતો !

પણ બપોરે જ્યારે શાંતિપૂર્વક સવારની વાતનો વિચાર કરવા લાગી ત્યારે તેને ધીરે ધીરે એ વાત રહસ્યમય અને મધુર લાગવા માંડી. તેના દિલમાં એક મનોહર સ્મૃતિ જાગી ઊઠી હતી. અને એ પછી તેના દિલમાં કંઈ નવી જ ઘટના ઘડાઈ રહી હોય એમ તે પોતે અનુભવવા લાગી.

ફરી ફરી સૌને મોઢે એકની એક—'વરની વાત' સાંભળી બિચારી કુમારિકા બાલિકાની દશા કેવી થઈ જાય છે! એના મનમાં ય પછી એ જ વાત ઘૂમરી લેવા માંડે છે! વિમલાએ આજ પહેલાં વિપિનને અનેક વાર જોયો હતો; પણ જોઈને ભૂલી ય ગઈ હતી. વિપિન તેનો વર થવાનો છે, એ રૂપેગુણે સુશીલ છે વગેરે તેણે સાંભળ્યું હતું અને એનો વિચાર કરતી પણ તે થઈ ગઈ હતી, પરંતુ ખરેખરું સ્થાન વિપિને વિમલાના દિલમાં જમાવ્યું પેલા અકસ્માતને દિવસે જ. એ દિવસે વિમલાએ વિપિનના સુંદર મુખ ઉપર મધુર હાસ્ય જોયું હતું અને વાતચીત પણ કરી હતી. વિપિનને વિષેની કલ્પના એ દિવસે પ્રત્યક્ષ બની સામી ઊભી રહી હતી, અનુભવી હતી ! અને એ ઘડીથી તો ફરી ફરી એ મુખ જોવા, એ વાણી સાંભળવા તથા એને વિષે સાંભળવા તે આતુર બની હતી. પરંતુ બુદ્ધિની આગળ એ આતુરતા છુપાવવા મથતી હતી, છતાં અત્યંત સાવચેતીપૂર્વક વિમલા તેના અવરજવરને રસ્તે નજર માંડી જોઈ પણ રહેતી, એ પણ હકીકત છે.

અલબત્ત, એક યુવતીના મનોભાવ કરતાં આ બાલિકાનો મનોભાવ સાવ નિરાળો હતો. એના દિલની આ મિલન-ઇચ્છા એકાદ બાલિકાની સુંદર ક્રીડા-વસ્તુ માટેની આતુરતા સાથે જ સરખાવી શકાય, એથી વધુ નહિ.

## ૧૨

વિજયાના ભાઈનું ઘર હતું પલાશપુરમાં—'ચોવીસ પરગણા'-જિલ્લાની અંદર આવેલા એક નાનકડા ગામમાં. રેલવે સ્ટેશનથી તે ચાર માઈલ દૂર હતું. એ ચાર માઈલનો રસ્તો કેવળ ધૂળથી ભરેલો હતો. રસ્તાની બંને બાજુએ આંબાનું તથા વાંસનું વન, વિશાળ ખેતરો અને નાનાંમોટાં જલાશયો હતાં. રસ્તે પ્રકૃતિની સુંદરતા એવી ન હતી કે જે પથિકને આકર્ષી લે. પરંતુ વિજયાને તો આ સામાન્ય દૃશ્ય પણ અતિશય પ્રિય થઈ પડયું હતું. પિતાને ઘેર જતાં રસ્તે જે વૃક્ષો, જલાશયો વગેરે આવતાં હતાં તે બધાં વિજયાના માનસપટ ઉપર સર્વદા અંકાઈ રહેલાં હતાં. એ બધાંની સ્મૃતિ જ કેવી મધુર હતી! પિતામાતાના સ્નેહની અને ત્યાંના વાતાવરણની વાત યાદ આવતાં જ વિજયાના ચિત્તમાં એ આખો રસ્તો અને એની પ્રાકૃતિક સુંદરતા એકદમ જાગી ઊઠતી.

વિજયાનાં પિતામાતા તો આ ધામ છોડી ચાલ્યાં ગયાં છે. પણ એક મોટો ભાઈ કૃત્તિબાસ ચટ્ટોપાધ્યાય ઘરની સંભાળ રાખે છે. જોકે, નોકરીધંધાને અંગે એને કલકત્તામાં રહેવાનું વિશેષ થાય છે.

કૃત્તિબાસની ઉંમર ત્રીસેક વરસની હશે. નાનપણમાં માતાપિતા ગુજરી જવાને કારણે તે બરાબર અભ્યાસ કરી શકયો ન હતો. પરંતુ, ઓછું ભણતર છતાં જે સચ્ચરિત્ર તેનામાં વિલસતું હતું, તેનો શતાંશ પણ અતિશિક્ષિત યુવકોમાં નજરે પડતો નથી.

ગામડા ગામના મધ્યમવર્ગી ગૃહસ્થની રહેણીકરણી જેવી હોવી જોઈએ, બરાબર તેવી કૃત્તિબાસની હતી. ઘરને ત્રણ ખંડ હતા. બહાર મોટું આંગણું હતું. ઘર અને આંગણું બંને માટીનાં હતાં. તેની લગોલગ પાછળ વાડો હતો, જેમાં નાળિયેરી, કેળ, જામફળી, લિંબુ, આંબા વગેરે વૃક્ષો હતાં. ઊંચા માંડવા ઉપર ભાતભાતની વેલ હતી, જેની ફલ–પત્ર–પુષ્પથી લચીને સુંદર શોભા થઈ રહી હતી. આમાંનાં મોટા ભાગનાં વિજયાને હાથે રોપાયેલાં ને પોષાયેલાં હતાં. રોજિંદાં શાકભાજી પણ આ વાડામાં જ તૈયાર થતાં હતાં. વાડાની ચારે બાજુ પુષ્પલચિત છોડવાઓ નજરે પડતા હતા.

કૃત્તિબાસની સ્થિતિ બહુ સારી ન હોવા છતાં પોતાનો સંસાર શાંતિ ને સુખમાં વીતાવે એવી તો હતી જ. પતિ, પત્ની તથા બાળકો પરસ્પર પ્રેમ અને આદરપૂર્વક જીવન વિતાવતાં હતાં.

જેઓ એમ માનતાં હોય કે ધન વિના માનવી સુખી થઈ શકતું નથી, એમને હરિચરણ તથા કૃત્તિબાસના કુટુંબ તરફ નજર કરવા વિનંતિ છે. એથી ઊલટું, કેટલા ધનવાનો આ દુનિયામાં સુખી છે? એવા સેંકડો લખપતિઓ છે જેઓ પોતાની સ્થિતિ છોડી દઈ હરિચરણ કે કૃત્તિબાસની સ્થિતિ પામવા ઉત્સુક છે.

સંપૂર્ણ સુખ તો દુનિયામાં કોને ભોગવવા મળ્યું છે? એક બાજુ આટલો સુખી હોવા છતાં બીજી બાજુ કૃત્તિબાસ ભારે દુઃખી પણ છે. પ્રાણથી અધિક એવી બહેનનું દુઃખ યાદ આવતાં તેનું મુખ વિષાદથી મ્લાન બની જાય છે. એ જ ભાઈબહેન છે. બચપણથી

પરસ્પર પ્રેમ છે. એકબીજાની વાત કરતાં સ્નેહાશ્રુ છલકી પડે છે. ભાઈ બહેનની સંભાળ લેવામાં વિલંબ કરે તો બહેન રિસાઈ જાય છે; અને ભાઈ ઉપર દોષનો દાવો મંડાય છે; જ્યારે ભાઈ હજારગણું પ્રેમ અને મમતાપૂર્વક બહેનની રીસ દૂર કરે છે.

આવી પ્રેમની પૂતળી સમી ભગિની દુરાચારી પતિના હાથમાં પડી લાંછના અને પીડા સહી રહી છે એ વાત યાદ આવતાં ભાઈનું હૃદય વિંધાઈ જઈ નિસાસા નાખે છે. કૃત્તિબાસને થાય છે કે, હાય રે! પિતાજીએ કનકલતા સમી લાડકી દીકરીને વિષતરુની સાથે શું કામ વિંટાળી દીધી? આવી સુંદર સરળ માયાપૂર્ણ કન્યાનું કુલીનતાના નામે શું કામ બલિદાન દઈ દીધું?

કૃત્તિબાસ વિજયાની હમેશાં સંભાળ રાખતો, તેની જરૂરિયાતની તપાસ કરતો અને તેના બળતા હૃદયને શાંતિસુધા વડે શાંત કરવા મથતો. બહેન પોતાની દીન દશા ન અનુભવે એ માટે ભાઈ હમેશાં પ્રયત્નશીલ રહેતો.

ભવેશને નોકરી મળ્યા પછી પણ કૃત્તિબાસ બે વાર વિજયાને પલાશપુર લઈ ગયો હતો. દર વખત તે એકાદ મહિનો રહી જતી. અને એ દરમિયાન તે ભાભી સુશીલાને ઘરકામ અંગે બને તેટલી સહાય આપતી હતી. પાછળથી કૃત્તિબાસને ભવેશની કુટુંબ પ્રત્યેની સાવ બેદરકારીની જાણ થયા પછી તો કૃત્તિબાસે બહેનને પલાશપુર આવીને રહેવા આમંત્રણ આપ્યું હતું અને વિજયાની પોતાની પણ ઈચ્છા હોવા છતાં તે આવી શકી ન હતી.

સુશીલાએ પોતે આ વખત પત્ર લખ્યો હતો: "તમારા હાથની નાળિયેરી મોટી થઈ છે. આંબાને કેરીઓ આવી છે. આ સાથે થોડી મોકલું છું. જમાઈરાજને મારા વતી કહેજે કે પાસે બેસાડી કેરીઓ ખવડાવવા હું ઘણું ઈચ્છું છું. એક વાર દયા કરી આવી જાવ. વાડામાં

શાકભાજી પણ સારી પેઠે થઈ છે, પણ ખાનાર નથી. મોકલવા જેવી તો એ ચીજ નથી, છતાં મોકલું છું; કેમકે તમારે હાથે એ ઊછરી છે. રાંધીને જમાઈરાજને ખવડાવજો. કેળાં તો તમને બહુ ગમે છે; થોડાં મોકલું છું. હવે તો તમે અહીં આવો એમ ઈચ્છું છું."

કિન્તુ હાય ! સ્નેહની આ ભેટ પામીને વિજયાએ આનંદને બદલે દુઃખ અનુભવ્યું. એણે જવાબમાં લખ્યું—

"તમને લખવા અત્યંત વ્યાકુળ છું, પણ આવી શકતી નથી. સાસુ વૃદ્ધ થયાં છે, એમને બહુ મુશ્કેલી પડે. હું આવું તો વિમલાના લગ્નની વ્યવસ્થા કરવા ય રહેવું જરૂરી છે. આ વખત તો દાદા આવી જાય તો ઘણું સારું થાય. એમને જોયે ઘણા દિવસ થઈ ગયા છે. એકવાર જલદી આવી જાય એમ કહેજો. 'એમને' ય લખું છું."

## ૧૩

"અરે વિમલ, અરે ધીરેન! આજે તો તારા મામા આવવાના છે." માતાને મોઢે આ આનંદસમાચાર સાંભળી વિમલા અને ધીરેન દાદીને સંભળાવવા દોડ્યાં. કૃત્તિબાસને વિમલા તો ઓળખતી હતી. ધીરેન બરાબર ન ઓળખે; સમજણો થયા પછી તેણે મામાને બે વાર જ જોયા હતા. તેણે મામાના સ્વરૂપ વિષે વિમલાને કંઈ કંઈ અજબ વાતો કરી. મામા ઢગબંધ ખાવાનું ને રમકડાં લાવશે એમ વિચારી તે ખુશ ખુશ થઈ ગયો.

વિજયાએ મનોરમાને સમાચાર કહ્યા. મનોરમાએ પણ આનંદ વ્યક્ત કરતાં કહ્યું: "દિદિ, તમારા દાદા સાથે હું વાત કરું તો વાંધો નહિ ને?"

વિજયા: "અરે, વાંધો શાનો? દિયરજીની પ્રશંસા તો એમને મોઢે માતી નથી. તારી વાત પણ મેં સારી પેઠે કરી છે. તું વાત કરશે તો એમને બહુ આનંદ થશે."

બપોરે હરિચરણનો નોકર કૃત્તિબાસને સ્ટેશને જઈ તેડી લાવ્યો.

વિમલા અને ધીરેન આગળ જ ઊભાં હતાં. કૃત્તિબાસને જોતાં જ "એઈ મામા આવ્યા" એમ બોલી બંને દોડયાં અને તેના બંને હાથ પકડી લીધા. કૃત્તિબાસે સ્નેહપૂર્વક તેમને ચુંબન કર્યું અને ધીરેનને ઉપાડી બહેનના ઘરમાં પ્રવેશ કર્યો.

કૃત્તિબાસે અન્નપૂર્ણાને પ્રણામ કરતાં જ તેણે કુટુંબના યથાયોગ્ય કુશળ સમાચાર પૂછ્યા. એક વાર તો એમ પણ થઈ આવ્યું કે ભવેશની વાત પણ કહી નાખવી. પણ રખેને પહેલેથી એક પૂર્વગ્રહ બંધાઈ જાય એમ ધારી એણે દબાવી રાખી.

વિજયા ભાઈને પ્રણામ કરી બાજુના ખંડમાં લઈ ગઈ.

વિજયાએ કહ્યું: "દાદા, આજે ઘણે દહાડે આવ્યા છો. મને તો ડર હતો કે આ વખતે ય કદાચ નહિ આવી શકો."

કૃત્તિબાસ: એમ શાથી ?

વિજયા: કોણ જાણે પણ મને એમ જ થતું હતું કે તમે આવશો કે નહિ. તબિયત તો સારી છે ને ?

કૃત્તિબાસ: બરાબર

વિજયા: ભાભી, બેબી, લક્ષ્મી–બધાં મઝામાં ?

કૃત્તિબાસ: હા. પણ તારું શરીર તો સારું નથી લાગતું. શું થયું છે—આટલી બધી દુબળી કેમ પડી ગઈ છે ?

વિજયા: મારે વળી દુબળા શું પડવાનું ? તમે બધાં સારાં હો એટલે હું ય સારી.

વિજયાએ ઘરની અનેક વાતો પૂછી—ઘરબાર, ખેતર–વાડો, ઢોરઢાંખરથી માંડી ગામની હાલત ને પડોશીઓની તથા બાળકો તેમ જ ભાભીની વાતોનો એમાં સમાવેશ થતો હતો.

મનોરમા ખગેનને તેડીને આડમાં ઊભી હતી. વિજયાની નજર પડતાં તેણે બૂમ મારી: "આવને બહેન, અહીં. શરમાય છે શાની ?"

કૃત્તિબાસઃ કોણ એ વિજય ?

વિજયાઃ એ જ મારી મનોરમા. તમે આવવાના છો એ જાણ્યું કે સવારની રાંધવાની ભાંજગડમાં પડી ગઈ છે. શરમાય છે, બાકી એને તો વાતો કરવાનું બહુ મન છે.

કૃત્તિબાસ સંતોષપૂર્વક બોલ્યોઃ "એને કહે વિજય, કે રાજગ્રામમાં મારે બે બહેનો છે, એમ સમજે."

વિજયાએ મનોરમા પાસે જઈ ખગેનને તેડતાં કહ્યુંઃ "બોલવું હોય તો બોલ, ના બોલવું હોય તો નહિ, પણ ખાવાનું તો તારે જ પીરસવું પડશે."

મનોરમાએ મોં ઉપર ઘૂમટો તાણી અંદર પ્રવેશ કર્યો, કૃત્તિબાસની સામે નાસ્તો મૂકી પ્રણામ કર્યા. કૃત્તિબાસે મમતાપૂર્વક પૂછેલા સવાલોનો જવાબ આપી તે આસ્તેથી ચાલી ગઈ.

પછી વિમલાના લગ્નની વાત નીકળી. વિપિનની સાથેનો સંબંધ યોગ્ય સમજી કૃત્તિબાસે કહ્યુંઃ "કાલે પરમે હું જાતે જ વિપિનના પિતાને મળી નક્કી કરીશ."

વિજયા બોલીઃ "દાદા, વિમલનાં લગ્ન પતાવ્યા વિના હું ક્યાંય જઈ શકીશ નહિ. અને તમે જો માથે નહિ લો તો કંઈ થાય એમ પણ નથી."

મનગમતાં રમકડાં અને ખાવાનું મળતાં વિમલા અને ધીરેન મામાને અત્યંત મીઠી નજરે જોતાં હતાં. કૃત્તિબાસે બન્નેને નાસ્તામાં શામીલ કર્યાં. વિજયા બોલીઃ "મનોરમાએ પોતે પોતાની હોંશે આ બધું તૈયાર કર્યું છે. તમને જમાડતાં એને કેટલો બધો આનંદ થાય છે?"

કૃત્તિબાસઃ આહા ! કેવી લક્ષ્મી સરખી ગુણવતી છે! જાણે હરિબાબુનો જ સ્વભાવ જોઈ લ્યો !

દરિદ્રતાનો પાર નથી. 'અભાવ' સાથે જાણે હરીફાઈ માંડી છે !

ભવેશના કુટુંબની આ હાલત છે. અને લક્ષ્મીનો અભાવ છતાં ગૃહલક્ષ્મી સાંસારિકતાને જેમ તેમ પકડી રાખવા માટે મથી રહી છે. કૃત્તિબાસ ગમે ત્યાં નજર કરે તો આ વાત જણાઈ આવ્યા વિના રહે એમ નથી. ઘરમાં સામાન બહુ જ ઓછો છે, પણ સુઘડ તેમ જ સ્વચ્છ અને વ્યવસ્થિત છે.

કૃત્તિબાસે બરાબર નજર કરી. એનું દિલ ભરાઈ આવ્યું. થોડી વારે બોલ્યો: "હેં વિજય ! ભવેશ જરાય ખબર કાઢતો નથી ?"

વિજયા મૂંગી જ રહી.

કૃત્તિબાસ: ખરચી કેટલી મોકલે છે ?

વિજયા: દિયરજી જે કાંઈ એમની પાસેથી મેળવી શકે તે મોકલી આપે છે. એમાંય ભારે ખેંચાખેંચ થાય છે.

કૃત્તિબાસ: ખેર, ભવેશ મોકલે–ન મોકલે, તારે જરૂર પડયે મને લખજે. જરાય સંકોચ ન રાખીશ.

વિજયા: દાદા, તમે તો રોજ આપો જ છો. તમારી લાગણીનો તો પાર નથી.

કૃત્તિબાસ: એ બધી નકામી વાત છોડ, દર મહિને કેટલું મોકલી આપું, એટલું કહે.

વિજયા: જરૂર પડયે મંગાવી લઈશ.

વિજયા: પણ દાદા, વિમલનાં લગ્નનું શું ?

કૃત્તિબાસ: એની ચિંતા શી કરે છે ? ભવેશ એક વાર આવી ચોક્કસ કરી જાય, પછી બધું હું પાર ઉતારીશ.

વિજયાનું હૃદય આનંદથી ભરાઈ ગયું; આવું સુખ કંઈ રોજ રોજ હોતું નથી.

કૃત્તિબાસે ભાણેજોને માટે વિજયાના હાથમાં વીસ રૂપિયા મૂકયા.

# ૧૪

અંધારું જામતાં ભવેશ બની ઠની બહાર નીકળ્યો. કપડાંમાં અત્તરની સુગંધ, મોંમાં દારૂની દુર્ગંધ, આંખમાં ગુલાબી નશો અને મનમાં ઉત્સાહનો ફુવારો! મનથી મસ્ત બની જઈ રહ્યો હતો. સ્વચ્છ કાળી કિનારની ધોતી, પંજાબી અંગરખો, હાથમાં છડી, માથા પર બાંકી સેંથી અને અવારનવાર ગણગણતો આમતેમ ડોલતો ધપી રહ્યો હતો. એવે સમયે કલકત્તાના એ માર્ગો ઉપર માનવપશુઓ સિવાય ભાગ્યે જ કોઈ ફરતું હોય છે.

ચિતપુરનો મોટો રસ્તો છોડી તે એક ગલીમાં દાખલ થયો. એની બંને બાજુ એક કે બે માળનાં મકાન છે. દરેકમાં દીવા બળે છે. ક્યાંક ક્યાંકથી સ્ત્રીકંઠની સાથે સાથે તાલબદ્ધ સંગીતના સૂરો આવે છે. ક્યાંકથી નૃત્યના ઝંકાર સાથે અશ્લીલ વાણી વહી આવી નરકનો ખ્યાલ આપી જાય છે. બારણે બારણે કુરૂપ નારીઓ અલંકાર અને ટાપટીપ વડે સૌંદર્યનો ઢોંગ કરતી ઊભી છે. ક્યાંક ક્યાંક રસ્તાની ધારે ઊભીને હતભાગિનીઓ લોલુપ દૃષ્ટિ તથા હાવભાવ દ્વારા પાપજાળ પાથરી રહી છે.

અને આ જ નરકપથ પર થઈ ભવેશ જઈ રહ્યો છે. એકાદ

નારીની સાથે અટકચાળું કરતાં તેને યોગ્ય જવાબ પણ મળ્યો છે, છતાં બીજી એક નારીના મોં સુધી હાથ લાંબો કરી નીચ રસનો આનંદ માણવા મથી રહ્યો છે. તે વારાંગનાએ પણ ચિડાઇને તેનો હાથ સરકાવી દીધો અને તેને ભાંડતી ભાંડતી પડોશણને ઉદ્દેશી બોલી: "જોયું ને! માણસની જાત! બીજે ક્યાંક મરવા જેટલી જગાય એને મળતી નહિ હોય!"

ભવેશ એ સાંભળી હો-હા હસી આગળ વધ્યો.

આ રીતે વારાંગનાઓનો રોષ-ક્રોધ વહોરતો વહોરતો ભવેશ આગળ ધપે છે. એવામાં એક પાનવાળાની દુકાનેથી એક પાન તથા માળીની દુકાનેથી ફૂલની બે માળાઓ વેચાતી લઈ ભવેશે એક મકાનમાં પ્રવેશ કર્યો.

માણસ મૃત્યુના ભયથી બ્હીએ છે અને પાપની ઘૃણા કરે છે એ સાચું, પરંતુ દસ જીવનદશ્યોની સાથોસાથ એક મૃત્યુદશ્ય અને દસ પુણ્યચિત્રોની સાથે એક પાપચિત્ર પણ જોઈ લેવું જરૂરી હોય છે. હૃદયને દૃઢ અને સુસંસ્કારી રાખવા માટે આ જરૂરી પણ છે. મૃતાત્માની શય્યા પાસેનો આત્મીયજનોનો હાહાકાર અને અગ્નિસંસ્કાર-સમયનો ભીષણ હુંકારધ્વનિ સાંભળતાં માણસનું મોહજડિત જ્ઞાન ધોવાઈને જેટલું સાફ બને છે એટલું બીજી કોઈ રીતે બનતું નથી. તેવી જ રીતે, પુણ્યની સાથોસાથ પાપનું ઘૃણાભર્યું ચિત્ર જોતાં પુણ્યનો ઉત્કર્ષ અને પાપનો અપકર્ષ જેટલો હૃદયંગમ બને છે, તેવો બીજી કોઈ રીતે બનતો નથી. સંયમી ચિત્તમાં આ પાપ-પુણ્યનાં ચિત્રો જોઈ પાપી પ્રત્યે ઘૃણા નહિ, ક્રોધ નહિ, પણ દયા અને દુઃખ જન્મે છે.

ભવેશે પેલા પાપગૃહમાં પ્રવેશ કર્યો કે તરત જ એક વ્યક્તિ ચૂપચાપ પાનની દુકાન આગળ આવી ઊભી રહી ગઈ. આવનાર

કોઈ ભદ્ર પુરુષ હતો. ભવેશની પાછળ પાછળ તે આવ્યો હતો અને ક્રોધાકુલ દિલે તેની લીલા જોઈ રહ્યો હતો. તેની દૃષ્ટિ અને મુખભાવ જે દારુણ નિરાશા, ક્ષોભ તથા હૃદયવેદના વ્યક્ત કરી રહ્યાં હતાં તેનું વર્ણન કલમ વડે કરવું શક્ય નથી. આગંતુક બે વાર વારાંગનાના બારણા સુધી આવી ચોંકીને પાછો ફર્યો હતો; પણ ત્રીજી વાર તેણે હિંમત કરી અંદર પ્રવેશ કર્યો. પરંતુ જાણે વીજળી પડી હોય એમ તે આંચકો ખાઈ પાછો પડ્યો. મનમાં બોલ્યો: "હુંય કેવા ભ્રમમાં પડ્યો! ધર્મ અને માનવતાને સલામ કરી પાપીને બચાવવાની બુદ્ધિએ આ નરકમાં આવી ઊભો!"

દુકાનદારે આશ્ચર્યપૂર્વક પૂછ્યું: "મહાશય, આપ કેમ આમ ઊભા રહ્યા છો?"

આગંતુકે દુકાનની અંદર દાખલ થઈ કહ્યું: "હું બ્રાહ્મણ છું, થાકેલો છું. વાંધો ન હોય તો અહીં બેસી આરામ લેવા ઇચ્છું છું."

દુકાનદારે મમતાપૂર્વક બેસાડીને પૂછ્યું: "આ મકાનમાં કોઈની રાહ જોતા બેઠા છો?"

આગંતુક: જો ભાઈ, સગી બહેન યા દીકરી કોઈ લંપટના હાથમાં પડે એના જેટલું દુઃખ બીજું કશું નથી.

દુકાનદાર: સાચી વાત છે. મારેય એક બનેવી આડે રસ્તે ચઢ્યો છે. બહેનને રોજ મારે ઝૂડે, ખાવાપીવાનું આપે નહિ—આખરે મારે જ એ બહેનનો ભાર ઉપાડવો પડ્યો. શું થાય?

આગંતુક: ઓહ! તો તું ય મારા જેવો જ દુઃખી છે, ભાઈ. દુઃખી બહેનની થાય એટલી સેવા કરો. જો ભાઈ, કદી એને કટુ વેણ કહીશ નહિ કે દુઃખી દશાની જાણ થવા દઈશ નહિ.

થોડી વારમાં પેલી વારાંગનાના મકાનમાં સંગીતની રમઝટ ચાલી. તબલાના તાલ સાથે નારીકંઠ ઝંકૃત થઈ ઊઠ્યો. અભાગિણી

નારીએ હતાશ-પ્રણયનું એક ગીત ગાયું. પુરુષ નિષ્ઠુર છેઃ સરલ હૃદયા નારીનું પીડન કરવામાં તે ધર્મ સમજે છે, નારીને આંસુની નદીમાં ડુબાડવામાં તેને સુખ થાય છે—કરુણ કંઠે ગાયેલા ગીતનો આ સાર હતો.

અલબત્ત, આ કરુણા આ નારીને મુખે માત્ર દેખાવની હતી; એ માત્ર શબ્દોચ્ચાર હતા. પરંતુ આગંતુકની આંખો વહી રહી.

સંગીત બંધ પડયું. ઉચ્ચ હાસ્યલહરિ તથા રસાભાસથી ખંડ ભરાઈ ગયો. વળી પાછું સંગીત શરૂ થયું. વળી પૂરું થયું. ફરી હાસ્યનું મોજું ફરી વળ્યું. એ ઉન્મત્તતા બીભત્સતાથી ભરેલી હતી.

અર્ધોએક કલાક થતાં આગંતુક થાકીને ચાલતો થયો. જતાં જતાં પાપગૃહ તરફ તેણે કટાક્ષ કરી ઘૃણા વ્યક્ત કરી. મનમાં જાણે સેંકડો સોય ભોંકાઈ રહી હોય એવું તે અનુભવી રહ્યો હતો. મુખ્ય રસ્તાનો શીતલ વાયુ માથાની વેદનાને અમુક અંશે શાંત કરી રહ્યો હતો. તે લાંબો નિસાસો નાખી બબડચોઃ 'કોણ જાણે ગયા જન્મમાં શાં પાપ કર્યાં હશે કે ભગવાને આ જિંદગીમાં કાલી નાગની સાથે પાનું પાડયું. આટઆટલાં લોક એના ઝેરમાં મરી રહ્યાં છે, પણ જાણે કશો રસ્તો જ નથી! આ ખોળિયામાં જીવ છે ત્યાં લગી આ જ્વાલા, આ તીવ્ર જ્વાલા ચૂપચાપ સહેવી જ રહી. એ દુરાચારીને ધર્મપંથે આણવો અશક્ય છે. ઓ ભવેશ! ઓ શયતાનના ગુલામ! તારી નિષ્ઠુરતામાં અસહાય અબલાઓ મરી રહી છે, હું ય ગાંડા જેવો બની રહ્યો છું!"

# ૧૫

બીજે દિવસે સવારે ભવેશે ઘેર આવી જોયું તો કૃત્તિબાસ તથા હરિચરણ વાતો કરી રહ્યા છે. ભવેશને જોતાં એમની વાત બંધ પડી.

ગઈ રાતના દુરાચારનાં ચિહ્ન ભવેશના શરીર તથા મોં ઉપર સ્પષ્ટ તરી રહ્યાં હતાં. એની આંખો ઊંડી ગયેલી હતી, મોં સુકાઈ ગયું હતું, કેશ રૂક્ષ અને ગતિ અસ્થિર હતી. કૃત્તિબાસને જોઈ ભવેશ પહેલાં તો ભોંઠો પડી ગયો. પરંતુ એકદમ એ ભાવ છુપાવી દઈ બોલ્યો: "અરે, તમે ક્યારના આવ્યા છો?" એના મોં ઉપર ઘૃણાનો ભાવ વ્યાપી ગયો. હરિચરણે એ જોયું–કૃત્તિબાસે કંઈ જવાબ ન આપ્યો—એના તરફ નજર પણ ન કરી.

હરિચરણ સમજ્યો કે એણે જ આ વાતાવરણ દૂર કરવું રહ્યું. તે બોલ્યો: "ભવેશ, કાલ સાંજના કૃત્તિબાસ બાબુ આવ્યા છે. તું ઘેર ન હતો. વિમલનાં લગ્ન વિષે વાત કરવા આવ્યા છે."

કૃત્તિબાસ: હરિબાબુ, કાલે તો તમે કહો છો એ જ ઉદ્દેશથી આવ્યો હતો. પણ એ વાત પછી થશે. એનાથીય વધારે ગંભીર વાત પહેલાં પતાવવી જરૂરી છે. આપ તો અમ સૌના પરમ મિત્ર છો.

એક વાર એમને પૂછી જુઓ કે કુટુંબ પ્રત્યે આટલી નિષ્ઠુર રીતે વર્તવાનું શું પ્રયોજન છે? એ લોકોનો તો કશો જ દોષ નથી. ધર્મ-દૃષ્ટિએ તો આપણે એમનું પાલન કરવું જ જોઇએ. ભગવાનની મહેર-બાનીથી નોકરી પણ છે. તો પછી શા માટે મા-પત્ની, પુત્રપરિવારને દીન દશામાં નાખી પોતે અહીં એશ ઊડાવી રહ્યા છે? હરિબાબુ! એમને જરા પૂછી જુઓ કે શું આ ભયંકર નિષ્ઠુરતાનો અંત આવ-નાર નથી? નિર્દોષ જીવો અપાર આંસુ વહાવી રહ્યાં છે અને ભૂખમરો સહી રહ્યાં છે. હજી વધારે શું કામ? ક્યાં લગી? હજી મન પર લે તો કંઈક ઉકેલ આવે.

હરિચરણ નીચું જોઈ રહ્યો. કૃત્તિબાસ ઉશ્કેરાઈ જઈ ઘૃણાપૂર્વક બોલવા લાગ્યો: "છિઃ છિઃ માણસનું આટલી હદે પતન થતું હશે, તે હું જાણતો ન હતો. આ દુરાચારનું શું પરિણામ આવશે એની કલ્પના કરતાં જ શરીર થીજી જાય છે. હરિબાબુ, આપનાથી તો કશું જ અજાણ્યું નથી. હું પણ વિજયાની દશા આ સગી આંખે જોઈને આવું છું."

ભવેશઃ અરે વાહ રે કીર્તિચંદ્ર! તમે તો કંઈ જબરું ભાષણ ભરડી નાખ્યું! પણ આટલું બધું શું કામ? તમારી બહેનને સાચે જ ખાવાપીવાનું નથી મળતું? મનમાની મોજમજા તો ભાઈ, અમારા નસીબમાં ક્યાંથી હોય? હું તો સાફ વાત કરું છું, માઠું લાગે તો માફ કરજો."

ઘાસમાં તણખો પડતાં જેમ તે ભભૂકી ઊઠે એ રીતે કૃત્તિબાસ ભભૂકી ઊઠ્યો. ક્રોધથી ફાટેલી આંખે તે બોલ્યો: "પાખંડ! ઢોર કરતાં ય તું બદતર છે. પિશાચ કરતાં ય નિષ્ઠુર છે. પવિત્ર ગાર્હસ્થ્યને તેં બદચાલ અને લંપટવેડાથી ખરડ્યું છે." કૃત્તિબાસ થરથર કંપી રહ્યો હતો. તેના ગાલ ઉપરથી અશ્રુબિંદુ દોડી રહ્યાં. તે

બહાર ચાલ્યો ગયો. ભવેશનો ઘૃણાસ્પદ જવાબ સાંભળી હરિચરણ અત્યંત લજ્જા પામીને ડઘાઈ ગયો. તેણે કૃત્તિબાસને બહાર જતો અટકાવ્યો.

કૃત્તિબાસ બોલ્યો : "હરિબાબુ ! બહુ થયું હવે. આ પાષંડનું મુખ આ જિંદગીમાં હવે જોવું નથી; જાઉં છું. વિજય અને બાળબચ્ચાંને ઘેર લઈ જઈશ, મારી સાથે."

હરિચરણ બોલ્યા : "ભાઈ, અધીરા થવાની જરૂર નથી. મનની ધીરજ ગુમાવવાથી કાંઈ દુઃખ ટળતું નથી. ભવેશનું મગજ ઠેકાણે નથી એમ સમજીને આપણે અપમાન થયું એમ માનવાની જરૂર નથી. બધું સહી લઈ યોગ્ય વ્યવસ્થા કરવી જરૂરની છે. ભગવાનની મહેર હશે તો જરૂર બધું પાર પડશે. ભવેશનો દુર્વ્યવહાર ભૂલી જાઓ. હમણાં થોડી વારમાં એ પોતે જ ક્ષમા માગશે."

હરિચરણે ભવેશને ઉદ્દેશી જરા કડક અવાજે કહ્યું : "ભવેશ, કૃત્તિબાસ બાબુની આગળ તું જે બધું ગંદવાડભર્યું બોલ્યો છે, એથી માત્ર એમનું જ અપમાન થયું છે કે એ જ દુઃખી થાય છે એમ નથી, મનેય પારાવાર દુઃખ થયું છે. તું કૃત્તિબાસ બાબુની ક્ષમા જ માગી લે ને મારી વાત સાંભળી એ પ્રમાણે વર્તે તો બધું ઠીક થઈ જશે; નહિ તો આપણા સંબંધનોય અંત આવે છે. તારું વર્તન અત્યંત અસભ્ય અને ઘૃણાજનક છે."

ભવેશે જોયું કે વાત વિફરી ગઈ છે. તેણે તરત જ કૃત્તિબાસ પાસે ક્ષમા માગી: "ભાઈ, દારૂડિયાની બુદ્ધિ બધો વખત ઠેકાણે રહેતી નથી. જે કાંઈ બોલાઈ ગયું હોય તે બદલ માફ કરજો, કાંઈ મનમાં ન લાવશો."

અને આખરે એ ક્ષણે તો પત્યું.

૧૬

એક પરોઢિયે મનોરમાને સ્વપ્ન આવ્યું—જાણે તે પ્રિયતમનો હાથ પકડી કોઈ રમણીય પ્રદેશ ઉપર વિહરી રહી છે. નજીકમાં પૂર્વ દિશામાં મેઘાકારે પથ્થરોની હાર ઊભેલી છે. એને અડીને નદી ખળખળ વહી રહી છે. મનોરમાએ જોયું, પુષ્પનાં ગુચ્છનાં ગુચ્છ વિકસી રહ્યાં છે અને તરુવૃંદોને શોભાવી રહ્યાં છે. પ્રકૃતિ જાણે હસી રહી છે. ફૂલની મધુરી ફોરમ વાતાવરણમાં પ્રસરી રહી છે. પુષ્પોથી લચેલાં શ્યામલ વૃક્ષો ઉપર પંખીઓ કૂજન કરી રહ્યાં છે. પ્રકૃતિના આ સૌંદર્યથી ઉલ્લાસમાં આવી મનોરમા આમ તેમ આંટા મારી રહી છે. હરિચરણ હસીને પ્રિયાને પાછી ફરવા કહી રહ્યો છે, પણ મનોરમા સાંભળતી નથી. કોયલ જ્યાં ટહૂકા કરી રહી હતી તે વૃક્ષ નીચે જઈ મહાઉલ્લાસપૂર્વક તેણે તાળી બજાવી. કોયલ કૂ...ઉ...કરી ઊડી ગઈ. થોડે જ દૂર એક હરણું જોઈ મનોરમા એના તરફ દોડી. પણ હરણું તો એનાથીય વધુ ઝડપી ગતિએ દોડી ગયું. વચ્ચે વચ્ચે તે પાછળ દેખાતું હતું—કેમ જાણે, ચોરને પકડી પાડી હસતું ન હોય!

મનોરમા દૂર દૂર નીકળી ગઈ છે. હરણું ખૂબ દૂર જઈ ઊભું

રહ્યું અને પ્રીતિથી પ્રફુલ્લ નેત્રે જોઈ રહ્યું; જાણે પકડાઈ જવાનો એણે પોતે જ સંકલ્પ કરી લીધો હતો ! મનોરમા તેને હસતાં હસતાં પકડી લઈ કૂંળાં પાંદડાંનો ચારો ખવડાવી અત્યંત વહાલપૂર્વક પંપાળવા લાગી. થોડી વારમાં તો ક્યાંય ક્યાંયથી બકરાં ને વાછરડાં આવી તેને વિંટળાઈ વળ્યાં. અને ચારે બાજુનાં વૃક્ષો ઉપરથી પંખીઓ કિલકિલાટ કરી રહ્યાં. જાણે સૌ મનોરમાનો પ્રેમ ઝીલતાં કૃતાર્થતા અનુભવી રહ્યાં હતાં.

મનોરમા પણ આ સૌનો કેવી રીતે આદર કરવો એ વિચારી રહી હતી. એવામાં તો તેને કાને આર્તનાદ સંભળાયો. ટોળે વળેલાં પશુપંખીઓ ક્યાંય ભાગી છુપાઈ ગયાં. ક્ષણવારમાં દૃશ્ય પલટાઈ ગયું. વળી મનોરમાએ જોયું તો એક આંસુ સારતી સ્ત્રી એક પુરુષને ચરણે ઢીંચણ ઢાળી બેઠી છે. હાથ જોડી કાતરભાવે જાણે ભીખ માગી રહી છે. ઓહ ! પણ એ નિષ્ઠુર પુરુષ તો નારીને લાત લગાવી ધરણી પર પછાડી ચાલતો થાય છે ! અત્યંત આઘાત પામી મનોરમા એ નારી પાસે દોડી પહોંચે છે ત્યાં તો પ્રકૃતિ આખી અંધારાથી ભરાઈ જાય છે અને રમણી દેખાતી બંધ થઈ જાય છે !

મનોરમા એ અદૃશ્ય થયેલી નારીની શોધમાં નદીની ધારે ધારે ચાલવા લાગી. આકાશ આખું ઘનઘોર બની ગયું છે. દિશાઓને ચોંકાવતી વીજળીના સડાકા આંખ અને કાનને આંજી રહ્યા છે. ઊંચાં મોજાં કિનારાને હચમચાવી રહ્યાં છે. મનોરમા એકદમ મૂઢ જેવી બની જઈ ચારે બાજુ ભયપૂર્વક નજર કરી રહી ત્યાં તો તેની નજરે એક નાનકડી હોડી દેખાઇ, જે તીરની જેમ મોજાંઓમાં ઘૂમરી લઈ રહી હતી. એમાં બે માનવીઓ બેઠેલાં છે. ઓય રે ! આ શું ? ક્ષણમાં બંને ખલાસ થઈ જશે ! સર્વનાશ !

એકાએક નાવડીની ગતિ બદલાઈ કિનારા તરફ આવતી દેખાઈ. તોફાની ઝડીઓમાં ડોલતી નૌકામાં નદીનું પાણી ભરાઈ રહ્યું હતું.

મનોરમાની ઝીણી નજરે અસ્પષ્ટ દેખાયું કે એ હોડલીમાં હતી એક યુવતી, એક બાલિકા.

તીરે આવતાં આવતાં તો નૌકાએ જલસમાધિ લીધી. ડૂબતા બે જીવોએ મનોરમા તરફ હાથ લંબાવી ભયંકર ચીસ નાખી. મનોરમા ઓળખી શકી વિજયા અને વિમલાને. ઉન્મત્ત બની તેણે દોટ મૂકી નદીમાં કૂદી પડવાનું સાહસ કર્યું. પણ ઓહ! કોણે એને પાછળથી પકડી રાખી છે!

—જુએ છે તો હરિચરણ!

"બચાવો, બચાવો, ડૂબી ગયાં..." બોલતી મનોરમા સ્વામીને વળગી પડી એની છાતીમાં મોં છુપાવી રહી.

એકાએક મનોરમા ચોંકી પડી જાગી ઊઠી ધ્રૂજી રહી હતી. આટલું ભયંકર સ્વપ્ન તેણે કદી જોયું ન હતું. એક લાંબો નિસાસો નાખી તે બબડી: "ઓહ! આજે આવું સ્વપ્ન શાથી? કંઈ માઠા સમાચારની આગાહી તો નહિ હોય ને?"

અશાંત બની ગયેલી મનોરમા જાગતી પડી રહી અને ફરી ફરી શાંતિપાઠ પઢી રહી.

૧૭

પ્રભાતનો પક્ષીકલરવ શરૂ થતાં પથારીમાંથી ઊઠીને નોરમાએ બાળકને ગોદમાં લઈ ચુંબન કર્યું. માતાનો ભરપૂર સ્નેહ ામતાં બાળક હસી ઊઠયો અને એ હાસ્યે માતાના પ્રાણમાં સુધા-ર્ષણ કર્યું. ફરી ફરી બાળકને ચૂમી મનોરમા નીચે આવી.

અંબિકા વહેલી સવારે ઊઠી નદીએ નાહવા ગઈ હતી. શું યાળો, શું ઉનાળો—બધી ઋતુમાં તે નિયમિત પ્રાતઃસ્નાને જતી. ના એ નિયમનો કદી ભંગ થયેલો કોઈએ જોયો ન હતો. ભલે ાજની રમણીઓ કહે કે એ તો ડોશીનો રોગ લાગ્યો છે; ભલે ેમ કહેવાઓ. એથી એમની તંદુરસ્તી જળવાતી હતી, એટલું જ હિ પણ આજની યુવતીઓમાં હિસ્ટીરિયા વગેરે જે રોગ લાગુ ડેલા દેખાય છે એમાંનો એકેય તમને અહીં નહિ જણાય. અંબિકાને વા જમાનાની યુવતીઓને જોઈ પારાવાર દુઃખ થતું. અને કહેતી કે અમે તો ભાઈ આમાંનો એકે રોગ કદી જોયો ન હતો." અંબિકા રનું મોટા ભાગનું કામ પણ પોતે જ કરતી હતી: વહુને ભાગ્યે જ કંઈ ોંપતી. મનોરમાને ખવડાવી પીવડાવી એના ઉપર લાડ કરવામાં જ ે સુખ પામતી. વળી પડોશમાં પણ કંઈ સામાજિક કામ હોય ા સૌ અંબિકાને તરતજ બોલાવતું. રસોઈ વગેરેનું કામ તો એના

હાથમાં સોંપી સૌ નિશ્ચિંત થઈ જતું. અંબિકાને કોણ જાણે શો રોગ હતો કે કામની ઘેલછામાં ખાવાપીવાનું પણ તે વિસારી દેતી અને એમાં એને આનંદ પણ મળતો. જેને ઘેર અવસર હોય એ ઘરનાં માણસો ભલે આમોદપ્રમોદમાં વખત વીતાવતાં, પણ અંબિકા તો રસોઈ વગેરે કામમાં લાગેલી જ હોય—માથેથી પગે રેલા ઉતારતી જ નજરે પડે. જુવાનો બહાર ઊભા ઊભા ધુમાડાથી મોં ખરાબ કરતા કે આંખો ચોળતા અંદર ડોકિયું કરી ચાલ્યા જતા અને મિજલસમાં બેસી વૃદ્ધાની પ્રશંસા કરતા બેસતા.

ઘરની નોકર બાઈએ આંગણું વાળીઝૂડી ફરીથી સાફ કર્યું. ઓટલો લીંપ્યો. ચૂલો સળગાવ્યો. ગોવાળિયો ઢોરોને લઈ ગયો. મનોરમા ખગેનને માટે દૂધ ગરમ કરવા બેઠી અને દૂધ ગરમ થતાં પ્રેમપૂર્વક તેને પીવડાવ્યું. ખગેન દૂધ પીતાં પીતાં પ્રત્યેક ઘૂંટડે માતા તરફ જોઈ બોલતો : “ તુંય પી. ” માતા પણ બાળકના સ્મિતમાં સાથ પુરાવતી અને દૂધ પીવાનો ઢોંગ કરતી પ્યાલો હોઠ સુધી લઈ જતી, અને છેવટે બધું દૂધ બાળકને પાઈ દેતી.

અંબિકાએ સ્નાન કરીને પાછા આવી ભીનાં કપડાં બદલ્યાં. સેવા-પાઠ પતાવી ખગેનને ખોળામાં લીધો. બાળકને નવા દાંત ફૂટયા હતા. એનું મોં એથી હાસ્યભર્યું લાગતું હતું. એ તેના નાનકડા હાથ વડે દાદીના વાળ પકડી પોતાનું પરાક્રમ પ્રદર્શિત કરતો હતો.

એટલામાં પોસ્ટમાં મનોરમા ઉપર એક પત્ર આવ્યો—“ પ્રિયા ! આજે રાતે હું ને ભવેશ આવીએ છીએ. સ્ટેશને નોકરને મોકલજે. બહુ મહેનતે ભવેશને મનાવ્યો છે. અને આ વખત તો એ આવશે જ. પણ આમ કયાં લગી ચાલશે ? ગમે તેમ ભવેશને ત્યાં ખબર આપજે. અમે કુશળ છીએ. ”

હરિચરણનો પત્ર વાંચી મનોરમાએ સાસુને વાત કરી. માતાના પણ આનંદનો પાર ન રહ્યો.

# ૧૮

વિજયા વિમલના માથામાં તેલ નાખી રહી હતી. મનોરમા આવતાં ત્રણે જણ નાહવા જવાનાં હતાં. ધીરેન પાસે બેસી રમી રહ્યો હતો. ગુરુ મહાશય જજમાનને ઘેર પધાર્યા હોઈ આજે શાળામાં રજા છે. પાળેલી બિલાડી ધીરેનની દોસ્ત છે. એ બાળક એક લાકડી વડે બિલાડીને મારી આનંદ પામતો હતો એવામાં મનોરમા આવી પહોંચી. સ્નેહપૂર્વક વિજયાને ગળે હાથ વિંટાળી દઈ તે બોલી: "દિદિ, જેઠજી આજે ઘેર આવે છે! બોલો, કેવી ખબર આપી?"

વિજયા ચમકી—જાણે સાંભળ્યું એ સાચું કે ખોટું, એવો ભ્રમ થયો. સાચે જ, શું આજે આટલે સમયે સ્વામીનાં દર્શન થનાર હતાં? ના, ના, અસંભવ. આ ખબર વિજયાને જાણે ભૂતકાળના સ્વપ્નસમી લાગી. એના નસીબમાં શું ભગવાને એટલું સુખ લખ્યું હતું? સ્વામીનો પ્રેમ શું આ જિંદગીમાં એને મળે એમ હતો? વિજયા ધીરે ધીરે નિ:શ્વાસ નાખી સ્વસ્થ બની—'ભગવાન ગમે તેવા મહાપાપીનો ય ઉદ્ધાર કરે છે તેમ એમને ય સદ્બુદ્ધિ આપી લાગે છે!' તે વિચારી રહી.

વિમલા વ્યગ્રભાવે ઊઠી જઈ 'દાદીમા, બાબા આજે આવવાના

છે' બોલતી બોલતી રસોડા તરફ દોડી. ધીરેનના મગજમાં અલબત્ત આ આનંદસમાચારે કંઈ પ્રવેશ કર્યો નહિ. તે અવાક્ બની કાકી સામે જોતો ઊભો રહ્યો. મનોરમાએ તેને ઊંચકી લઈ પૂછ્યું: "આજે તારા બાપુ આવવાના છે, સાંભળ્યું નહિ તેં? તારે માટે કેટલાં રમકડાં લાવશે, અરે તને કેટલાં લાડ લડાવશે!"

બાળક હર્ષોત્ફુલ્લ વદને કાકીની કેડેથી ઊતરી 'દાદી! આજે બાપુ આવશે' બોલતો બરાડતો દાદી પાસે દોડ્યો. આજે ધીરેનના આનંદનો પાર નથી. એ આનંદ પિતાને જોવાનો છે કે રમકડાં મળવાનો છે, કે પિતાના હાથે થનાર લાલનપાલનનો છે, એ કહેવું મુશ્કેલ છે. કદાચ ત્રણેય ભેગું. સમજણો થયા પછી ધીરેને તેના બાપુને બહુ જ ઓછા જોયા હતા. લાલનપાલનનો લાભ તે બહુ જ ઓછો પામ્યો હતો. બીજાં બાળકો પિતાનો સ્નેહ ભોગવે છે એ જોઈ, ધીરેનને પોતાને એક ભારે ખોટ લાગતી હતી. અને ક્વચિત્ ક્વચિત્ માતાને તે એ કારણે સતાવતો પણ ખરો.

વિજયા કેમે કરી આંસુ ખાળી શકતી ન હતી. જેમ તેમ આંખો લૂછી તે બોલી: "ભાઈ, આટલે દા'ડે દયા કરીને એ આવે છે એ મારું સૌભાગ્ય છે. હેં, પણ પોતાની મેળે આવે છે? આ હતભાગીને સ્નેહ-પૂર્વક જોવા આવે છે? આટલા દિવસ જેમને વિસારી મૂક્યાં હતાં તે એકાએક યાદ આવી ગયાં? ના બહેન, દિયરજીના બોલને કારણે એક વાર આવી જતા હશે."

મનોરમા બોલી: "દિદિ, નકામી શંકા ન કર્યા કરો. પોતાનાંને ભૂલી માણસ ક્યાં લગી રહી શકે? આટલા દા'ડા તો એમણે મોહ-વશ બની તમને સૌને તરછોડ્યાં હતાં, પણ હવે ભાન આવ્યું લાગે છે. એ ગમે તેમ હો, આપણે આપણું કર્તવ્ય ન ભૂલવું જોઇએ."

અન્નપૂર્ણાના સુખનો પણ પાર નથી. વિજયા, મનોરમા અને વિમલા સ્નાન કરવા ગયાં. અને અન્નપૂર્ણા રસોઈની તૈયારીમાં પડી:

દૂધ ઘી તથા પડોશમાંથી શાકભાજી લઈ આવી અને ભવેશને ભાવતી ચીજો તૈયાર કરવામાં લાગી ગઈ. આજે એની પોતાની ભૂખ-તરસ ક્યાંય શમી ગઈ હતી.

આજે મનોરમાએ વિજયાનો સંગ જરા પણ છોડયો નહિ. તેણે આખો દિવસ તેને આનંદમાં રાખવા પ્રયત્ન કર્યો. બપોરે વિજયાની વેણી ગૂંથી વિમલાને બોલાવી કહ્યું: " આવ વિમલ, તારી ય લટ ગૂંથી દઉં. બાપ જુએ તો એમ ન કહે ને કે દીકરીની કોઈ સંભાળ નથી લેતું ! "

વિમલા આનંદપૂર્વક વાળ ગુંથાવવા બેઠી. મનોરમાએ એ કામ પતાવી પાન તૈયાર કર્યાં. ભવેશને માટે કપડાં કાઢી રાખ્યાં. પથારી તૈયાર કરી. વિજયાની મનાઈ છતાં પથારીમાં ફૂલ વેર્યાં.

વિજયા બોલી: " લે ભાઈ, હવે આ ઉંમરે શરમાવ નહિ. ચાલ, આ ફૂલ તો તારી પથારીમાં શોભશે; દિયરજીને બહુ ગમે છે. "

પરંતુ મનોરમાના અતિશય આગ્રહને વશ થઈ ફૂલ રહેવા દેવાં પડયાં.

આખરે સાંજના મનોરમાએ વિદાય લીધી.

# ૧૯

રાતના અગિયાર થઈ ગયા છે. આખું ગામ શાંત છે, વિમલા અને ધીરેન માતાની પાસે પોઢી ગયેલાં છે. વિજયા જાગતી પડી રહી છે. એના મનમાં કંઈ કેટલા વિચારો દોડાદોડ કરી રહ્યા છે.

એ વિચારે છે : એમની આગળ આજે દિલની બધી વરાળ બહાર કાઢીશ–ધરાઈને રડી લઈશ. જરૂર એમનું દિલ પણ દ્રવી જશે. એમના હાથ પકડી પૂછીશ—કયા અપરાધને કારણે આટલા દિવસ આ દાસીને ભૂલી ગયા હતા ? કયા ગુના માટે અમારી તરફ નજર પણ નાખતા ન હતા ? અને, કંઈ પણ ભૂલચૂક બતાવશે તો એમના પગ પકડી ક્ષમા માગી લઈશ. જરૂર, એ મને માફ કરશે જ.

વિચાર અને કલ્પનાનો આ પ્રવાહ ધીમે ધીમે ઊંડો બની રહ્યો. હવે પછી તેઓ જરા પણ દૂર ન થાય એ રીતે વર્તીશ, એમ વિચારી સાધ્વી નારી અંતરમાં સુખનો અનુભવ કરી રહી. ધીમે ધીમે રાત વધવા લાગી. ધરતી આખી નિસ્તબ્ધ છે. ક્યાંય કશો અવાજ નથી. વિજયા ધીમે ધીમે પશ્ચિમમાં ડૂબી જતા નક્ષત્રપ્રિયા ચંદ્રને જોઈ રહી હતી. જ્યોતિમંડળ જાણે તેની તરફ જોતું જોતું અસ્ત પામી રહ્યું છે. ધીમે ધીમે ગાઢ અંધકાર વ્યાપી ગયો. વિજયા ઊંઘી ગઈ.

અર્ધોએક કલાક થયો હશે ત્યાં તો કૂતરાંના અવાજે તે જાગી ગઈ. માણસનાં પગલાંનો અને વાતચીતનો અવાજ સાંભળી તે ઊભી થઈ ગઈ. હરિચરણ અને ભવેશ નોકરની સાથે આવી રહ્યા હતા. વિજયાનું દિલ થરથર કંપવા લાગ્યું. જો એ વખતે તે સ્વસ્થ હોત તો જોઈ શકી હોત કે ભવેશની ચાલમાં સ્થિરતા ન હતી. વસ્તુતઃ ભવેશે નીકળતી વખતે મદ્યપાન કર્યું હતું. હરિચરણ ઘણો પ્રયત્ન કરવા છતાં તેને રોકી શક્યો ન હતો.

હરિચરણનો અવાજ સંભળાયો : “ કાકીમા, બારણું ખોલો. ”

અન્નપૂર્ણાએ તરત જ બારણું ઊઘાડ્યું. આજે ઘણે સમયે ભવેશ સાચેસાચ આવ્યો છે જોઈ, એના આનંદનો પાર ન રહ્યો. વિમલા અને ધીરેન પણ જાગી ગયાં; બગાસું ખાતાં ખાતાં આવીને દાદીનો હાથ પકડી ઊભાં. વળી નવાં નવાં કપડાં અને રમકડાં લાવ્યા હશે એ ખ્યાલે આનંદમાં હતાં. પરંતુ ભવેશે તો તેમની તરફ દૃષ્ટિપાત સુદ્ધાં ન કર્યો તો પછી પ્રેમપૂર્વક બોલાવવાની તો વાત જ શી ? બાળકો પણ અજાણ્યા આદમી પાસે જતાં ડરે એમ ડરતાં હતાં. ઊલટાં, થોડી વારે હરિચરણની પાસે જઈ ઊભાં રહ્યાં. હરિચરણે તેમને પ્રેમપૂર્વક બોલાવ્યાં અને રમકડાં વગેરે આપ્યું. થોડી વારે તે, “ તો કાકી, હમણાં તો હું જાઉં, બહુ મોડું થઈ ગયું છે ” કહી તે ચાલતો થયો.

ભવેશ સ્વસ્થ રીતે વાત કરતો નથી. માતાને થયું કે એને શરમ અને સંકોચ થતો હશે—આજે ઘણે દા'ડે ઘેર આવ્યો છે, એથી એમ હશે. તે બોલી : “ બાબા ! વિમલ અને ધીરેન તો વારેવારે તારી વાતો પૂછ્યા જ કરતાં હતાં. તું આવે ને એમને રમકડાં મળે, કંઈ ખાવાનું લાવે...”

ભવેશે માતાની તરફ બરાબર જોયું પણ નહિ. માત્ર 'હા—ના' કહી તથા જરૂરપૂરતા, વ્યવહારપૂરતા શબ્દો બોલી તેણે માતાની સ્નેહભરી વાતોનો ટૂંકો જવાબ આપી દીધો.

વિમલ અને ધીરેન હજી પણ એની પાસે જતાં નથી. હરિચરણ ચાલ્યો જતાં બાળકો પાછાં દાદી પાસે આવી ભવેશને જોતાં ઊભાં છે. છેવટે અત્યારે તો બાપુ ખુશમાં નથી એમ સમજી, તથા વહેલી સવારે એમની ગોદમાં જઈ બેસીશું એમ વિચારી એ વખતે તો ચૂપચાપ ઊભાં જ રહ્યાં.

ભવેશનું જમવાનું પતી જતાં અન્નપૂર્ણા વિમલા અને ધીરેનને પોતાના ખંડમાં લઈ ગઈ. બાળકો પોતપોતાની ચીજો માટે કજિયો કરતાં હતાં તેનો પણ તેણે નિકાલ આણી આપ્યો અને બંનેને સુવાડી દીધાં.

બીજી બાજુ ભવેશે શયનખંડમાં પ્રવેશતાં પહેલાં ફરી સુરાપાન કર્યું.

૨૦

ભવેશ પથારીમાં પડયો. પથારીને એક છેડે વિજયા જડસડ બની બેસી રહી. ભવેશ આગળ જે બધું બોલવાનું વિચાર્યું હતું તે તો સાવ ભુલાઈ ગયું. ભવેશનો મીઠો બોલ આ અકળામણ દૂર કરશે. પણ હાય રે! એ તો સાવ નિર્દય બની મૂંગો મૂંગો પડયો રહ્યો! વિજયાની માનસિક વિહ્વળતા એકદમ વધી રહી. વધારે સમય આ પીડા ન સહેવાતાં એણે સ્વામીની સામે જોયું. ભવેશે પૂછયું: "કેમ કંઈ મોં સીવીને બેઠી છે? કેમ છે?"

ઓહ! આ શબ્દોમાં તો નથી હૃદયની વેદના, નથી દિલની સરળતા, નથી પ્રાણનો આવેગ: તૃષાતુરની પિપાસા મટે એમ ન હતી. ભવેશના મુખમાંથી ઊલટી દારૂની દુર્ગંધ વહી આવતી હતી. વિજયા અત્યંત દુ:ખી થઈ; છતાં તેણે ધીરે રહી જવાબ આપ્યો: "જીવતી રહી છું આજ લગી તો. તમે તો અમને સાવ ભૂલી ગયા હતા, કદી ખબરે ય નથી લીધી. આવા જીવતર કરતાં તો મરવું સારું, એમ થાય છે."

પતિપ્રાણા પત્નીનો અધિકાર છે કે આવો રોષ વ્યક્ત કરે. સતી સ્વામીની ઉપેક્ષાની ફરિયાદ સ્વામી આગળ નહિ રડે તો કયાં રડશે? સ્વામીથી અધિક એવું કોણ છે? એ હક્ક ઉપર તો વિજયા

આજે બોલી રહી હતી કે સ્વામીના સ્નેહથી વંચિત બની જીવવા કરતાં નારીને માટે મરી જવું સારું છે. અને જો સ્વામીના હૃદયમાં પવિત્ર પ્રેમનો અંશમાત્ર હોય તો પત્નીની આ કરુણવાણી સાંભળી, એનું આ દ્રવતું મુખ જોઈ તે પશ્ચાત્તાપથી બળી ગયા વિના ન જ રહે.

પરંતુ ભવેશને તો ઊલટી રીસ ચઢી. તે કંઈ આવી વાત સાંભળવા આવ્યો ન હતો, આવી વાતનું તેના મનમાં કંઈ સ્થાન નથી. એથી ઊલટું દારૂની ઉત્તેજનામાં તેનું માથું ફાટફાટ થતું હતું અને પશુભાવ તેનો કબજો લઈ રહ્યો હતો. એ રણભૂમિમાં વિજયાનાં દુઃખાશ્રુ પડતાં પહેલાં તો સુકાઈ ગયાં. તે ચિડાઈને બોલ્યો: "સાળી ગામડાંગામની જાત જ જુદી. રાતદા'ડો રિસાવું ને રડવું—મારાથી એવું કશું નહિ સહેવાય. આટલે દા'ડે ઘેર આવ્યો છું તો હસવાની ને મારી સાથે વાત કરવાની તો દૂર રહી...માત્ર આંખનાં આંસુ ને નિસાસા!"

વિજયાનું દિલ સાવ તૂટી ગયું. આ નિષ્ઠુર વચનોએ એની રહી સહી આશાના ચૂરેચૂરા કરી નાખ્યા. તે ચૂપ રહી. મનમાં ને મનમાં બોલી: 'હાય રે ભગવાન' આ તો ઊલટું જ થવા બેઠું છે!"

ભવેશે થોડી વારે બોલવા માંડ્યું: "આટલા માટે તો ઘેર આવતો નથી. ન કંઈ વાત, ન કંઈ ચીત, પથ્થરની જેમ બેસી રહે! 'લવ' હોય ક્યાંથી? હોત તો હમણાં ફૂર્તિના ફુવારા ઊડત? બસ, ઘેર બોલાવવા માટે ધમપછાડા અને આવ્યા પછી કાંઈ નહિ!"

વિજયા સ્તબ્ધ બેસી રહી. તેની છાતી ધડકી રહી હતી. એને લાગ્યું કે ભવેશને જીતવો દેવને માટે પણ શકય નથી. આખરે એણે આત્મસુખને આખરી સલામ ભરી સાંસારિક વાત કાઢી: "દાદા આવ્યા હતા. વિપિનને જોઈ ગયા છે, પસંદ પણ પડ્યો છે. વિપિન સાથે વિમલનું ગોઠવીએ તો તમને પસંદ તો છે ને? દાદા તમને મળ્યા હતા?"

ભવેશ આ વાત સાંભળી ઊલટો સળગી ઊઠ્યો. દારૂના જોશમાં

ગુસ્સો વધારે ઊછળતો હતો, વિજયા એ સમજી ગઈ. પણ શું કર્યે તે શાંત પડે, એની એને સૂઝ ન હતી.

ભવેશ ક્રોધકંપિત કંઠે બોલ્યો: "તારો ભાઈ તો સાવ જંગલી છે; અને હરિ છે અવલ નંબરનો ગધેડો. બંને થઈ તને નચાવે છે. મનેય સતાવવામાં બાકી નથી રાખતા. બસ, છોકરીને પરણાવો, પરણાવો, એક જ વાત. સાળો હરિ તો પહેલા નંબરનો દુશ્મન નીકળ્યો. આ બધું સાંભળવા ને બળી મરવા લઈ આવ્યો મને અહીં !"

વિજયા આથી ત્રાસ પામી ઉદ્વિગ્ન થઈ ગઈ અને પરિણામે તેની બુદ્ધિ પણ બહેર મારી ગઈ. ભવેશ આવું કરશે એવી તો એણે કલ્પના સુદ્ધાં કરી ન હતી. બીતી બીતી ધીમેથી બોલી: "વિમુના લગ્નનું તમને ન પૂછું તો કોને પૂછું? પણ તમને નહિ ગમતું હોય તો નહિ બોલું."

"વળી પાછી એની એ વાત? હટ મારા મોઢા આગળથી." એમ બોલી ભવેશે ગુસ્સામાં આવી વિજયાને લાત લગાવી દીધી.

વિજયા પલંગ પરથી નીચે ગબડી પડી બેભાન બની ગઈ.

દારૂએ ભવેશના ચિત્તમાં નરકાગ્નિ સળગાવી મૂકયો હતો. તેણે પડ્યાં પડ્યાં જ શાંત થવા પ્રયત્ન કર્યો. થોડી વારે જુએ છે તો વિજયા જમીન ઉપર બેભાન પડેલી છે. એથી તે ખાટલામાંથી ઊતરી તેની પાસે ગયો, અને ક્ષણેક પછી ઉઘાડી બારી આગળ જઈ ઊભો રહ્યો.

ઠંડા પવને એને જરા સ્વસ્થ બનાવ્યો; પણ બરાબર ભાન આવે તે પહેલાં તો તેની આંખે અંધારાં આવવાં લાગ્યાં. તે કોઈ ભયંકર ચિત્ર જોઈ રહ્યો. ખંડમાંનો દીવો તેલને અભાવે હોલવાઈ ગયો. એ જ સમયે દૂરના એક વૃક્ષ ઉપરથી ઘુવડનો અપશુકનિયાળ અવાજ સંભળાવા લાગ્યો. એકદમ બારી બંધ કરી દઈ ભવેશ પથારી તરફ વળ્યો. અંધકારમાં તેનો પગ મૂર્ચ્છિત વિજયા સાથે અથડાયો. પણ એ તરફ દૃષ્ટિ સરખી ન કરતાં તે પથારીમાં જઈ પડ્યો.

## ૨૧

એ જ રાત્રિએ જ્યારે કોમલહૃદયા વિજયાની સુખલતાને ધરમૂળથી ઉખાડી નાખી, પતિસોહાગ માટે આતુર એવી એ રમણીની આશાલતામાં નિષ્ઠુરતાએ આઘાત કર્યો, બરાબર તે જ સમયે હરિચરણને ત્યાં એક પવિત્ર સુખી પ્રસંગ ચાલી રહ્યો હતો.

ખગેન ઊંઘતો હતો. હરિચરણ અને મનોરમા વાતે વળગ્યાં હતાં. મનોરમા હાસ્ય અને સ્નેહભરપૂર વદને બોલતી હતી : "તમે ગુસ્સો ન કરો તો એક વાત કહું."

હરિચરણે જવાબ આપ્યો: "તું નહિ કહે તો જરૂર ગુસ્સે થઈશ."

મનોરમા: "પહોર તમે મારે માટે જે સો રૂપિયા દાગીના માટે મોકલ્યા હતા એ મેં કૃષ્ણ ભટ્ટાચાર્યની વહુને ઉછીના આપ્યા હતા. એ વખતે મેં તમને કહ્યું ન હતું."

"ભારે ગેરવ્યાજબી કર્યું છે તેં—લે, એની આ સજા" એમ કહી તેણે મનોરમાના મુખ ઉપર ચુંબન કર્યું.

મનોરમા હસીને બોલવા લાગી: "અરે, પહેલાં બધી વાત કહેવા તો દો. તમને યાદ તો હશે કે એની છોકરી વિલાસિનીનું

લગન હતું. પૈસાને અભાવે એ અટકી પડે તેમ હતું. બિચારી મારી પાસે આવી આંસુભરી આંખે બધી વાત કહેવા લાગી. મેં સો રૂપિયા એના હાથમાં મૂકી કહ્યું: 'આ જે કંઈ છે તે આપું છું. એટલાથી જો પતે તો નિરાંત.' આથી એના તો આનંદનો પાર ન રહ્યો. લગન પતી પણ ગયું. છે બિચારી એકદમ ગરીબ. જેમ તેમ કરી પચાસ રૂપિયા તો એણે પાછા વાળ્યા છે. ગમે તેટલું કરે તોય બાકીના ભરપાઈ કરી નથી શકતી. તમે જો સંમતિ આપો તો બાકીની રકમ જતી કરું."

હરિચરણ પ્રિયાની આ ઉદારતાની કથા મમતાપૂર્વક સાંભળી રહ્યો હતો. એનું બોલવું પૂરું થતાં અત્યંત પ્રેમપૂર્વક તેનો હાથ પોતાના હાથમાં લઈ એ બોલ્યો: "એમાં મને શું પૂછવાનું છે, મનો? એ તો તારા જ પૈસા હતા. તેં એનો આટલો સારો ઉપયોગ કર્યો છે જાણી અનહદ આનંદ પામ્યો છું. થોડાંક ઘરેણાં પહેરીને તું જેટલી સુંદર દેખાત એના કરતાં આ દયાશીલતાના દાગીનાથી તું અનહદ સુંદર દેખાય છે મને. ભગવાન તને એનો બદલો જરૂર આપશે."

હરિચરણે ફરી ચુંબન કરી બોલવા માંડ્યું: "મનો! આજે તારી પાસે એક પવિત્ર સંસ્કાર પામ્યો છું. હું તો કેટલીક વાર કઠોર સંસારીની જેમ સ્વાર્થમય બની જઈ દયા, ધર્મ, પરોપકાર—બધું ભૂલીને જીવું છું. એવે વખતે મને કર્તવ્યનું સ્મરણ કરાવવાનો બોજો ભગવાને તારા ઉપર નાખ્યો છે ખરી રીતે તો દયાના પ્રદેશમાં તો સ્ત્રી એ જ રાજા છે. દુઃખની વાત એટલી જ છે કે બહુ જ ઓછાનાં ભાગ્યમાં એવી સ્ત્રી લખેલી હોય છે. ભગવાનને ધન્યવાદ આપું છું કે મને પરમ સૌભાગ્ય પ્રાપ્ત થયું છે."

સ્વામીના આ પ્રેમ આગળ મનોરમાનું સુખસરોવર છલોછલ

અની વિલસી રહ્યું છે. તેણે વાત બદલી: "મા એક દિવસ કહેતાં હતાં કે તમે લૉજમાં જમો છો એના કરતાં હું તમારી સાથે રહું ને કલકત્તામાં ઘર રાખી લેવું; એ પોતે અહીં રહેશે."

"પછી તેં શું કહ્યું?" હરિચરણે પૂછ્યું.

મનોરમા: "મેં કહ્યું કે તમને એકલાંને ઘેર રાખવાનું એ કદીય કબૂલ નહિ કરે."

હરિચરણ: "તેંય માને એમ જ કહ્યું હતું? મા જીવે છે ત્યાં લગી આપણું અહીંનું ઘર ભલે ઉઘાડું રહે. તું પાસે રહી એમની સેવા કરી શકશે. બીજું પણ એક કારણ છે."

મનોરમા: "શું?"

"તારી દિદિને અહીં મૂકી તું કલકત્તા રહી શકશે?"

મનોરમા: "ખરી વાત છે. તેમાં પણ એમની આવી દશામાં તો નહિ જ."

અને ભવેશની વાત નીકળી. મનોરમાએ વિજયાના આજના સુખની કલ્પના કરી આનંદ વ્યક્ત કર્યો. એકાએક તેને આગલી રાતના સ્વપ્નની યાદ આવી અને તેને કહેવાનું મન થયું, પણ દબાવ્યું. આટલાં સુખ અને શાંતિમાં એ અમંગલ સ્વપ્નની વાત કાઢી વિના-કારણ સ્વામીને દુઃખી કરવાનું તેને ન ગમ્યું.

૨૨

બીજે દિવસે હરિચરણ ભવેશને ઘેર ગયો. ત્યાં તેણે અકલ્પ્ય શોચનીય દૃશ્ય જોયું. તેનું હૃદય એ જોતાં થીજી ગયું. જુએ છે તો ભવેશ ઘર છોડી ચાલ્યો જવા કરે છે. ક્રોધ, ઘૃણા અને ઉશ્કેરાટે એના મુખની સ્વાભાવિક નિષ્ઠુરતાને સો ગણી વધારી દીધી છે. વિજયા ભવેશની લાતથી જમીન ઉપર પડી હતી ત્યાં ને ત્યાં આડી પડેલી છે. વિમલા અને ધીરેન તેની પાસે બેસી 'મા, મા, ઉઠને' બોલતાં રડે છે. અન્નપૂર્ણા અશ્રુપૂર્ણ નયને અને હતાશ ભાવે પાસે જ બેઠી છે, ભવેશ સિવાય સૌની આંખમાં પાણી તથા પ્રાણમાં આગ છે.

હરિચરણનું અંતઃકરણ વિષાદથી ભરી રહ્યું હતું. તેણે વ્યગ્રભાવે પૂછ્યું: "કાકીમા ! આ શું ? થયું છે શું ? ભવેશ, તું ક્યાં જાય છે ?"

ભવેશે તેના તરફ ફરી કર્કશ અવાજે જવાબ આપ્યો: "ખાસ કામ છે. મારે તરત જ કલકત્તા જવું પડે એમ છે."

હરિચરણનું આશ્ચર્ય શમે એ પહેલાં તો ભવેશે બૅગ હાથમાં લઈ ચાલવા માંડ્યું. એના મોંમાંથી દારૂની ગંધ આવી રહી હતી.

ભવેશ ચાલ્યો ગયો. જાણે આ શાપિત કુટુંબનો જીર્ણ આધાર-સ્તંભ પણ ખલાસ થઈ ગયો. ભવેશના હતભાગી કુટુંબે માની લીધું કે ભવેશે સદાને માટે તેમનો ત્યાગ કર્યો છે. માતા વિચારી રહી કે છતે દીકરે તે આજે રસ્તાની ભિખારિણી જેવી દશામાં આવી પડી છે. વિજયાને થયું કે છતે સ્વામીએ તે અનાથિની, ચિરદુઃખિની બની છે. પાળેલું કૂતરું કરુણ રવે આંગણામાં આમતેમ આંટા મારી રહ્યું. એય આજે અસહાય કુટુંબના ગંભીર દુઃખમાં અંશભાગી બન્યું છે.

હરિચરણની આંખો ભરાઈ આવી. તેણે સૌને સાંત્વન આપી કાકોને મોઢે બધી વાત સાંભળી. સવારના પહોરમાં વિજયાને જમીન ઉપર શબવત્ પડેલી જોઈ તથા દીકરાને ચાલ્યો જતો જોઈ તેણે ગભરાઈ જઈ કારણ પૂછ્યું હતું. ભવેશને જોતાં તેની ઉન્મત્તતા જણાઈ આવતી હતી. તેણે વિજયાને જોઈ સખત અવાજે કહ્યું: "એને કારણે તો આ ઘેર આવવાનું બંધ કર્યું હતું. બસ, 'છોકરીને પરણાવો' એ સિવાય બીજી વાત જ નહિ! બે દા'ડા જરા આરામ કરવા આવ્યો તોય એ જ હાય બળાપો! બસ, હવે છેલ્લા રામરામ."

માતા બોલી: "આમ શું બોલે છે? આવા અમંગળ શબ્દો મોઢે આણે છે? આ બધું તો તારું છે, તારું મોં જોઈને તો અમે જીવીએ છીએ. તું અમારી તરફ નહિ જુએ તો કોણ જોનાર છે? વહુએ અણસમજમાં કંઈ કહી નાખ્યું એમાં માઠું શું લગાડવાનું? છોકરી મોટી થઇ છે, એના લગનની ચિંતામાં બિચારી પડી છે, એટલે તારે કાનેય નાખ્યું હશે. દીકરી તારી છે. તું બધી પેરવી કર, અમે તો માત્ર નિમિત્તરૂપ છીએ. તું બેસ, ભાઈ, ગુસ્સો ના કર. ઘણે દહાડે આવ્યો છે, આમ ગુસ્સો કરી ચાલ્યો ના જા."

ભવેશ ક્રોધપૂર્વક બોલ્યો: "મા, તારે મોઢે પણ એની એ જ

વાત છે. રહો, ખુશીથી રહો, લગન કરો દીકરીનાં; ફાવે એમ કરો. હું અહીં ફરી પગ મૂકું તો કહેજો."

માતાએ કંઈ કેટલી કાકલૂદી કરી મનાવવા પ્રયત્ન કર્યો, પણ ભવેશ કેમે કર્યો માન્યો નહિ.

ભવેશની આ અમાનુષી નિષ્ઠુરતાની વાત સાંભળી હરિચરણનું લોહી થીજી ગયું અને હૃદય તો સાવ સ્તબ્ધ જેવું બની ગયું. થોડાંક અશ્રુબિંદુ તેના ગાલ ઉપરથી વહી ટપકવા લાગ્યાં. તેને લાગ્યું કે આ સંસારમાં પુત્ર–માતાનો અપાર્થિવ પ્રેમ છે, સ્વામીપત્નીનો સ્વર્ગીય પ્રેમ છે, પિતા–પુત્ર–કન્યા વચ્ચે અનન્ય પ્રેમ છે, એ બધાંને ઠોકરે મારી જે માનવી પાપજીવન તરફ ઢળે છે એનો નાશ નક્કી છે.

વિમલા કાંઈ છેક અણસમજુ બાળક ન હતી. તેના મનમાં પણ એક ભયંકર તોફાન મચી રહ્યું હતું. વિમલાને લાગ્યું કે પોતે જ તમામ અશાંતિનું મૂળ છે. દાદીમાની વાત પૂરી થતાં તેણે રડતાં રડતાં કહ્યું: "મા, તેં શું કામ આમ કર્યું ? બાપુને ગુસ્સો ચઢે એવું શું કામ બોલી ? જો, બાપુએ તને મારી, ને હવે તો એ ઘેરેય નહિ આવે ! મને પરણાવીને..." એનો કંઠ રૂંધાયો–શ્રાવણની ધારાની જેમ અશ્રુપ્રવાહથી તેનાં વસ્ત્રો ભિંજાયાં. એનું દિલ ભયંકર દુઃખથી ચિરાઈ રહ્યું હતું; કેમ જાણે વૃદ્ધા નારીની જેમ દુનિયાની ચિંતાઓ તેને બાળી રહી હતી !

હરિચરણે સ્વસ્થ બની સૌને સાંત્વના આપી કે ભવેશ રીસમાં ને રીસમાં ચાલી ગયો છે. માણસ કદી પણ માતા, સ્ત્રી, પુત્ર, કન્યાનો ત્યાગ કરી શકતો નથી. અજ્ઞાનમાં માણસ કવચિત્ કવચિત પશુવત્ આચરણ કરે છે; પણ પાછળથી સમજ આવતાં પશ્ચાત્તાપ કરે છે. ભવેશ બધું બરાબર કરશે, ખરચ પણ મોકલશે અને ગમે તે રીતે

પોતે તેને ફરી ઘેર તેડી લાવશે, એમ કહ્યું. સૌને થોડુંક આશ્વાસન આપી તે પોતાને ત્યાં પાછો ફર્યો.

ઉપરની બધી વાત સાંભળી મનોરમા તથા અંબિકા એકદમ જડસડ બની ગયાં. શું થઈ ગયું? શું થશે? ક્રૂર વિધાતાએ હજીય કોણ જાણે વિજયાના નસીબમાં શું શું લખ્યું હશે? મનોરમાએ ભવેશને ત્યાં જઈ અશ્રુભર્યાં નયને હૃદયની સહાનુભૂતિ વ્યક્ત કરી. અને સૌને શાંત પાડયાં તથા તેણે પોતે રાંધીને બાળકોને જમાડયાં. વિજયા અને અન્નપૂર્ણાએ એ દિવસે ખાધું નહિ.

## ૨૩

વાત એટલી ભયંકર હતી કે આંખે ચઢ્યા વિના ન રહે. ભવેશના ઘરની નોકર બાઈએ આ બધું જોયું-સાંભળ્યું હતું. રખેને એને મોઢેથી વાત બહાર જાય એ બીકે હરિચરણે તેને ચેતાવી દીધી: " ખબરદાર, વામા, કોઈને કશી વાત કરી છે તો. "

વામલોચના ઊર્ફે વામા એકદમ આશ્ચર્યભર્યા કંઠે બોલી: " એ શું બોલ્યા, દાદા ઠાકુર ? હું કંઈ એવી હલકટ નથી. "

અને તે કામે વળગી. તેના દિલ ઉપર પણ ઓછો ભાવ ન હતો. તેની છાતી થરથર થડકી રહી હતી અને શરીર આખું કંપી રહ્યું હતું. હાથમાંની સાવરણી પણ જાણે નાચી રહી હતી અને કચરો જ્યાં ત્યાં પડયો રહ્યો. જેમ તેમ કામ પતાવી તે ચાલી ગઈ. પડોશણ સખીએ પૂછ્યું: " કેમ શું થયું છે આજે ? "

વામા: ભાઈ, કહેવાય એમ છે નહિ. પણ કોઈને ના કહે તો કહું.

પડોશણ: તું મરે; હું તે વળી કોઈને કહેવા જવાની હતી ?

વામા: ભવેશ બાબુ વહુમાને મારી ઘર છોડી ચાલ્યા ગયા છે.

ઓ મા! કંઈ માર માર્યો છે! લોહીની નદી જ કહે ને! જોજે પણ, કોઈને કંઈ કહ્યું છે તો. હરિ બાબુ મને જીવતી નહિ છોડે.

પડોશણે વચન આપ્યું, પણ પોતાની સહિયર પોતાની ઉપર વિશ્વાસ નથી રાખતી એ જોઈ એને માઠું ય લાગ્યું. અને તેને એકાએક પોતાના મૃત-પુત્રની સ્મૃતિ તાજી થઈ આવી. પાંચ વરસ પહેલાંની શોકજવાળા વળી પાછી સળવળવા લાગી: ઓહ! દીકરો ગુમાવ્યો એ દા'ડાથી આ દશા આવી છે! કોઈ વિશ્વાસ પણ કરતું નથી. આજે એ જીવતો હોત તો......!

વાત સાચી હો કે નહિ, પણ સાંભળવા પ્રમાણે-વામા વાત કરી ચાલી ગઈ તે પછી થોડી જ વારમાં પડોશણ સખીએ દિલનો બોજો બીજા એક જણને વાત કહીને હળવો કર્યો હતો. અને પરિણામે, મનોરમા વિજયાને આશ્વાસન આપે એ દરમિયાન આખા ગામમાં વાત પ્રસરી ચૂકી હતી. અને લોકોને મોઢે ચઢેલી વાત નવનવા સાજ-રંગ સજી એક ગામથી બીજે ગામ પણ પહોંચી ગઈ.

સ્ત્રીઓમાં કોલાહલ મચી ગયો. એક જણ બોલી: "કોણ જાણે ભાઈ, આપણે તો વહુને આજ લગી સારી સમજતાં હતાં, પણ કોઈની અંદરની વાતની ઓછી ખબર પડે છે?"

તો કોઈ વળી દુઃખપૂર્વક નિસાસો નાખી બોલતી: "ઓહ! આટલે દા'ડે ઘેર આવ્યો; પણ એક દા'ડો ય ભવેશ બિચારો રહી શક્યો નહિ! એમાં જ ઘેર આવતો નથી, એમ લાગે છે."

અને ધીમે ધીમે સઘળો દોષ વિજયાની ઉપર જઈ ખડકાયો. એ પાપિણી રાક્ષસિણી બની ચૂકી!!

ધીમે ધીમે વાત રામલાલ મુખોપાધ્યાયને કાને પહોંચી. એમણે ગૃહિણીને કહ્યું: "સાંભળ્યું ને?"

ગૃહિણી: "સાંભળ્યું જ તો. કોઈ કહે છે કે દોષ ભવેશનો છે,

તો કોઈ વંહુનો કાઢે છે. વેવાણ આમ તો સાદી ભોળી લાગે છે.”

રામ: એમ તો મનેય બંને સરખાં લાગે છે. પણ એ ઘરની છોકરી હવે શી રીતે લેવાય?

ગૃહિણી: કેમ વળી? છોકરીનો શો દોષ?

રામ: અરે, ભવેશ પોતે જ કશું કહેવા–કથવા આવતો નથી. કંઈ વાતચીતે ય નહિ...ઘેર આવે છે તો આમ મારામારી કરી હીંડચો જાય છે–એવાની છોકરી સાથે વિપિનનાં લગન કરવાં? છોને રહી એની છોકરી ગમે તેટલી રૂપાળી.

ગૃહિણી: જેમ યોગ્ય લાગે એમ કરો. મારા મનથી તો એમ કે, એક પૈસોય ન મળે તોપણ એ છોકરી જ લેવી. છોકરી તો જાણે લક્ષ્મીનો અવતાર છે!

બપોરે રામલાલ હરિચરણને ત્યાં ગયો. અને એકલો બોલાવી તેને કહ્યું: “ભાઈ, એને ઘેર જઈ જરા કહી દેજે કે બીજે ક્યાંક શોધી લે.”

હરિચરણે ઘણું ઘણું કહેવા છતાં તેણે મત ન ફેરવ્યો. આખરે કાકીને ખબર આપવી જ રહી.

એક તો ભવેશને કારણે મન સળગીને ખાખ થઈ ગયું હતું, તેમાં વળી આ અણધાર્યા દુઃખસમાચાર સાંભળી તે સાવ જ મરવા જેવી થઈ ગઈ. રામ પાસે જઈ વ્યાકુલ કંઠે એણે કહ્યું: “હે રામ! ગરીબનો ઉદ્ધાર નહિ કરે? આશા આપીને આખરે આમ કરશે?” બોલતાં બોલતાં તે ગદ્‌ગદ્ બની ગઈ.

રામલાલ બોલ્યો: “શું કરું, તમે જ બોલો. ઘણા દા'ડા રાહ જોઈ. ભવેશની વાત સાંભળ્યા પછી કશા સુખસંબંધની આશા શી રીતે રાખું?”

“ભવેશ! સત્યાનાશ કર્યું છે તેં, બાબા!” માતા મોટેથી રડી પડી બોલી.

રામલાલનું દિલ કરુણાથી દ્રવી ગયું તે બોલ્યો: "તમે મારે મન માતાતુલ્ય છો. તમને આઘાત થાય એવું કશું હું કરવા ઇચ્છતો નથી. એક વાર એ પોતે આવી બધું પાકું કરી જાય તો હજી ય હું તૈયાર છું. એક પૈસોય હું નહિ લઉં; બસ?"

વગર પૈસે વિમલાનું લગ્ન! એનાથી બીજો સુઅવસર શો હોઇ શકે? અન્નપૂર્ણા આનંદમાં આવી જઈ બોલી: "હું તરત જ ભવેશને ખબર આપું છું. એ કાગળ મળતાં જ ચાલ્યો આવશે. કેમ હરિ?"

હરિચરણ મનમાં ને મનમાં દુરાશાની કલ્પના કરી રહ્યો; પણ મોઢેથી બોલ્યો: "અરે વાહ, આવશે જ તો."

અન્નપૂર્ણા: એનો સ્વભાવ જરા ગરમ છે. વહુમા ઉપર નકામો ગુસ્સો ઉતારી ગયો. જરા સમજાવી કાગળ લખીશું તો બધું ઠેકાણે આવી જશે. કેમ હરિ?

હરિચરણ: કેમ નહિ વળી? એ તો સૌને ત્યાં આમ જ ચાલતું હોય છે.

રામલાલ ચાલ્યો ગયો. અન્નપૂર્ણાએ ઘેર આવી વિજયાને કહ્યું: "ચિંતા કરી ન મરીશ, મા. ગરીબનો બેલી ભગવાન છે. તારી વિમલનું લગન ત્યાં જ થશે; પૈસાનું ય ખરચ નહિ થાય; રામલાલ પોતે કહી ગયો. હવે તો ભવેશ એક વાર આવી જાય એમ કરીએ એટલે બસ."

પરંતુ આ આશ્વાસનનાં વચનોથી વિજયાની ચિંતા રજમાત્ર પણ ઓછી થઈ નહિ.

## ૨૪

એક અઠવાડિયું થયાં ભવેશ કલકત્તા આવ્યો છે. પરંતુ હજી તેને જરાય સ્વસ્થતા લાધી નથી. મોજમજા ગમે તેટલી ભોગવવા છતાં સદંતર તે જાણે કંઈક આક્રંદ સાંભળતો હોય એમ અનુભવે છે. રાતે અમનચમન પતી જતાં નિદ્રા દરમિયાન ભયંકર સ્વપ્ન જોઈ તે ભડકી ઊઠે છે.

હરિચરણનેય મોં બતાવવું શી રીતે? એની સાથે રહેવું તો સાવ અશક્ય છે. ભવેશ ચૂપચાપ આવે છે ને ચાલ્યો જાય છે. નીચેના ખંડમાં તે રહે છે, ઉપર હરિચરણ; એટલે બંનેનો ભેટો પણ નથી થતો.

હરિચરણે કલકત્તા આવીને ક્રોધ અને ઘૃણાપૂર્વક પહેલાં તો ભવેશની સાથે કશો સંબંધ ન રાખ્યો. પરંતુ પાછળથી તેના ચિત્તમાં નવો ભાવ જાગ્યો. ભવેશના હતભાગી કુટુંબનો ખ્યાલ કરતાં તેનું કોમળ હૃદય રડી ઊઠ્યું. અને તેણે પોતાની જાતને દબાવી દઈ ભવેશના ઉદ્ધાર માટે કમર કસી. એક દિવસ તેણે નીચેના ખંડમાં ભવેશને આવેલો જોઈ હિંમત કરી. ભવેશ પણ તેને જોઈ ભોંઠો પડી ગયો. તે જેમ તેમ કરી બોલ્યો: "આવ. કેમ, બોલ. શી વાત છે?"

હરિચરણ સામે બેસી પડી બોલ્યો : "ભવેશ, થવાનું થઈ ગયું છે, એ કાંઈ પાછું ફરે એમ નથી. આમ નજીવી વાત ઉપર ઝગડીને ચાલ્યો આવ્યો તે કંઈ સારું નથી થયું. બિચારાં કુટુંબીઓ ઉપર વિના કારણ રોષ મા કર. આવી પત્ની, આવી માતા અને બાળકો છતાં તું સુખી ન થઈ શકે ? કહે કે તું એક રીતે અત્યંત નસીબવાન છે. ગરીબ તો હુંય ક્યાં નથી ? તુંય કુટુંબ–પરિવાર લઈ સુખી શું કામ ન થાય ?"

ભવેશ જરા હસીને બોલ્યો : "હું સુખી નથી, એમ તેં શાથી માન્યું ?"

હરિચરણ : "જાણું શી રીતે ? તારા વ્યવહાર ઉપરથી જ તો. જે માનવી અસાર ચીજની પાછળ ભટકે છે એના સરખો દુઃખી બીજો કોણ હોઇ શકે ?"

ભવેશ : "પણ તમને લોકોને જ્યાં સુખ દેખાય છે ત્યાં મને તો નથી દેખાતું. મારી સોબતમાં તમનેય શાંતિ મળવાની નથી. એથી જ તો હું દૂર રહેવા ઇચ્છું છું."

હરિચરણ : એ વાત છોડ. વહુ બિચારી પોતાનો ગુનો કબૂલ કરી કેટલી રડે છે ! કહે છે કે એક ગુનો શું માફ ન થઈ શકે ?

ભવેશ આશ્ચર્ય પામી બોલ્યો : "વિજય ગુનો કબૂલ કરે છે ? કયો ગુનો ?"

હરિચરણ : જેને કારણે તું ચિડાઈને ભાગી આવ્યો એ જ તો.

ભવેશ : ગુનો તો એનો કશો ન હતો.

હરિચરણ : તો તું એને રડાવી કકળાવી શું કામ ભાગી આવ્યો ?

ભવેશ નીચું જોઈ રહ્યો.

હરિચરણ : મારા જાણવા મુજબ વહુએ વિમલનાં લગ્નની વાત કાઢી હતી, એથી તું ચિડાઇ ગયો હતો.

"રહેવા દે એ વાત, હરિ; એ વખતે મારું મગજ ઠેકાણે ન હતું." એમ બોલી પશ્ચાત્તાપપૂર્વક તે જોઈ રહ્યો. થોડી વારે વળી બોલ્યો : "એ દિવસે તો મારો જ દોષ હતો."

હરિચરણ આશાભર્યો બોલ્યો : "માણસમાત્રની ભૂલ તો થાય છે. તું એક વાર ઘેર ચાલ; સૌ સારૂં થશે."

ભવેશ : એ એક વાત મને ન કહીશ.

હરિચરણ : કેમ ? ભૂલની તો માફી હોય છે. જો પોતાની ભૂલ જણાય તો માફી માગી લેવી જ જોઈએ. એ તો છે માણસાઈ; નહિ તો વહુ તારી આગળ માફી માગી લેશે અને બધું શાંત થઈ જશે.

ભવેશ : ભૂલ મારી છે, માફી મારે માગવાની છે, પણ રાજગામ જવા હું ખુશી નથી.

હરિચરણ : તો પછી વિમલનાં લગ્નની શક્યતા જ નથી. રામ મુખરજી બધું જાણી કરીને ય દીકરો આપવા તૈયાર છે. એક પાઈ પણ એને જોઈતી નથી. તું એક વાર એને જઈ મળે ને નક્કી કરે એટલે પત્યું. કાકીમાએ તને લખ્યું તો હતું ને ?

ભવેશ : હા.

હરિચરણ : કાકીને રામ મળ્યો હતો. હવે આ તક જતી ન કરવી જોઈએ. આવા સજ્જનને ઘેર વિનાખર્ચે સંબંધ થાય એના જેવું બીજું સુભાગ્ય શું હોય ? કન્યાદાનમાંથી ઊગરવાની આવી તક ફરી ફરી નહિ મળે. વિમલની ખાતર પણ એક વાર શરમ છોડી ઘેર આવી જા.

ભવેશ : મારાથી એ નહિ બને; મારું માથું કપાઈ જાય છે.

હરિચરણ : હજી તને સમજાતું નથી ? એક સામાન્ય શરમને કારણે તું આખા કુટુંબનું ભૂંડું થવા દઈશ ? ઓહ ! તારે માથે શું કામ આવી બધી જવાબદારી ભગવાને નાખી હશે ?

ભવેશ : હું ય એ જ વિચારું છું. પણ હરિ, મારાથી ફરી ગામમાં પગ નહિ દેવાય. કુટુંબની સાથે રહી સુખભોગ કરવાની મારામાં શક્તિ નથી. સાંભળ હરિ, હું પતિત છું. સારા સમાજમાં હળવા લાયક હવે હું રહ્યો નથી. મને ઘેર જવાનું કદી કહીશ નહિ.

બોલતાં બોલતાં ભવેશનું મોં પડી ગયું હતું.

હરિચરણ ભવેશની સ્થિતિ બરાબર સમજ્યો. તેના વિલાપમાં ધર્મભ્રષ્ટ આદમીની અશાંતિ તરવરતી હતી અને તેનો પ્રાણ કંપી ઊઠ્યો.

" ભવેશ ! જો કદી પણ પાપની સજા મળવાની હશે તો તારે એક દિવસ એ ઘેર જવું જ પડશે. પણ એ દિવસે તારી શી હાલત હશે તે કલ્પવું અશક્ય છે. " એમ બોલી હરિચરણ ઊઠ્યો.

ભવેશે પથારીમાં પડી વિચાર્યું : " ઓહ ! કેવી દુનિયા છે ? આરામ–આનંદમાં જીવન વીતાવવાનું નક્કી કરું છું ને બને છે એથી ઊલટું જ ! કોઈ ને કોઈ દુશ્ચિંતા મનને ઘેરી જ રહે છે. વિરાજનો વિચાર કરું છું ત્યાં તો વિજયા નજર સામે આવી ઊભી રહે છે ! "

આંખો બંધ કરી મનને સ્થિર કરવા તે મથી રહ્યો, પણ વૃથા. બેઠો થઈ જઈ બબડ્યો : ' શી આફત છે ! વિજયા, વિમલ, ધીરેન, મા–સૌની આંખોમાં આંસુ ભર્યાં છે. મારો આ દુર્વ્યવહાર મારી ય આંખોમાં નદીઓ વહાવી દેશે એક દા'ડો ! અથવા મને ગાંડો કરી નાખશે, નક્કી. ' અને તે કૂદકો મારી ખાટલામાંથી નીચે ઊતર્યો. પેટીમાંથી બાટલી કાઢી દારૂ ઢીંચ્યો અને થોડી જ વારમાં કેમ જાણે તાકાત આવવા લાગી ! ખાલી બાટલી તરફ ટગી રહી એ બબડ્યો : ' તું ને વિરાજ...તમે બંનેએ તો મારું સર્વનાશ કર્યું છે. પણ તમારા વિના તો મારે એક દા'ડો ય ચાલે એમ નથી. વિરાજ ! તારા વિના શાંતિ નથી. "

અને એમ બબડી કપડાં બદલી તે બહાર નીકળી પડ્યો.

# ૨૫

"વિનોદિની નામની એક વારાંગનાને ત્યાં ગયા શનિવારની રાતે ચોરી થઈ છે. ભદ્ર વેશધારી ચોરે વેશ્યાને માદક પદાર્થ મેળવેલો દારૂ પાયો હતો અને તે ઘેનમાં આવી ગઈ હતી. ચોરે એ તક સાધી થોડી નોટો તથા થોડાં કિંમતી ઘરેણાં ઉડાવી પોબારા ગણ્યા હતા. બીજે દિવસે પોલિસની તપાસમાં જાણ થઈ કે......"

કૃત્તિબાસ એના કલકત્તાના નિવાસમાં બેઠો બેઠો અખબારમાંથી ઉપરના સમાચાર વાંચી રહ્યો હતો. એવામાં એના હાથમાં ટપાલી એક પત્ર નાખી ગયો.

કૃત્તિબાસના ગામની એક સ્ત્રી રાજગામ ગઈ હતી અને તેણે પાછા આવી સુશીલાને બધી વાત કરી હતી તે સુશીલાએ પતિને લખી જણાવી હતી.

પત્ર વાંચી કૃત્તિબાસના હૃદયમાં વજ્ર સરખો આઘાત થયો. એનું આખું શરીર થરથર કંપવા લાગ્યું. બિચારી બહેનને લાત મારી ભવેશ ચાલ્યો ગયો હતો! ક્રોધ અને ઘૃણા તેને હજાર વિંછીના ડંખ દઈ રહ્યાં હતાં. એકદમ આવેશમાં તેણે ભોંય પર હાથ પછાડ્યો. એનો પડઘો પણ જોરથી ઊઠ્યો. હાથમાં સહેજ ચિરાડો પડ્યો અને લોહી પણ નીકળ્યું. પણ કૃત્તિબાસે કશી વેદના ન અનુભવી. કોણ જાણે એ વખતે

ભવેશ પાસે હોત તો શુંનું શું કરી બેસત! પણ ક્રોધની પાછળ નિરાશા અને તેની પાછળ દુઃખ ફરી વળ્યું. આંસુએ પણ વહેવા માંડયું.

પથારીમાં પડ્યો પડ્યો તે ફરી ફરીને ભવેશની વાત જ વિચારી રહ્યો. આટઆટલાં વર્ષો થયાં બહેન જે ભયંકર દુઃખ અને લાંછના ભોગવી રહી હતી, એનું હૂબહૂ ચિત્ર તેની નજર સામે ખડું થયું. તે વિચારી રહ્યો: 'શું કરું? મારી શી ફરજ છે? ભવેશે તો સદાને માટે એમનો ત્યાગ કર્યો છે. હવે કઈ આશા પર એ લોકો ત્યાં રહેશે? એમને હવે તો પલાશપુર લઈ જવાં જ રહ્યાં. વિજયા જીવનનું પરમ સુખ તો ગુમાવી બેઠી છે. હવે જે રીતે તેનું બાકીનું જીવન શાંતિમાં વીતે એમ કરવું જ રહ્યું.'

કૃત્તિબાસ હરિચરણને મળ્યો. તેની આંખમાં આંસુ અને મુખ ઉદાસ જોઈ હરિચરણ સમજી ગયો કે કૃત્તિબાસને બધી વાતની જાણ થઈ ગઈ છે. તેણે કહ્યું: "કૃત્તિબાસ બાબુ, કોણ જાણે તમારી બહેનના નસીબમાં કેટલું દુઃખ લખ્યું છે! પણ હતાશ થયે કંઈ ચાલવાનું નથી. માણસથી થાય એટલું તો આપણે છેવટ લગી કરવું જ રહ્યું. અહીંઆં તો હવે ભવેશ બહુ આવતો નથી. બે–ચાર દા'ડે એક વાર આવી ચૂપ-ચાપ ચાલ્યો જાય છે. મને મળતો ય નથી. મળે છે તો બોલતો નથી. આપણે શાંત ચિત્તે બધી વાતનો વિચાર કરી જે તે કરવું રહ્યું."

કૃત્તિબાસે વિજયા તથા બાળકોને પોતાને ત્યાં લઈ જવાની વાત કરતાં હરિચરણે કહ્યું: "ભવેશ કદી પણ કુટુંબનો ભાર ઉપાડે એ તો શક્ય નથી. એ દૃષ્ટિએ જોતાં તમારો નિર્ણય યોગ્ય જ છે. પણ કાકીને એકલાં મૂકતાં એમને કષ્ટ થશે. મને લાગે છે કે થોડા દા'ડા જવા દો. ભવેશ કંઈ નહિ મોકલે તોય આપણે ખર્ચ પૂરતી વ્યવસ્થા કરી લઈશું. એ પછી વળી જોયું જશે."

કૃત્તિબાસે એમાં સંમતિ આપી.

૨૬

ચીરબાગની આ મહેલ સમી હવેલી કેટલી સુંદર છે! પ્રાતઃસ્મરણીય પુણ્યાત્મા શિવનાથ રાયની જીવંત દશામાં એ આથી ય અધિક સુંદર હતી. એ દિવસોમાં આ હવેલીમાં વર્ષોવર્ષ પૂજાપાઠ અને ઉત્સવ-સમારંભો થતા. એના વિશાળ આંગણામાં ધર્મ અને નીતિવિષયક સંમેલનો થતાં. દીન-દરિદ્રોને દર સવારે ત્યાં ભિક્ષા અપાતી ત્યારે આ મર્ત્યલોકમાં પણ સ્વર્ગની પ્રતીતિ થતી. ભિક્ષુક, અતિથિ તથા માગણો મુક્તકંઠે વખાણ કરતા ચાલ્યા જતા. બાહ્ય સૌંદર્ય તથા આંતરિક ઉત્કર્ષનું સંમિલન થતાં આ હવેલી એક સમયે તો જનસમાજને મન પરમ આદરણીય હતી.

શિવનાથ આ દુનિયા છોડી ચાલ્યા ગયાને એક વરસ થયું હશે. એમનો પુત્ર હરેન્દ્રનાથ વારસો ભોગવે છે. તેણે પિતાના વખતનાં સઘળાં ક્રિયાકાંડ, ભિક્ષાદાન, અતિથિસત્કાર વગેરેને હડસેલી કાઢ્યાં છે. જૂના નોકરો તથા મુનીમોને ધકેલી કાઢ્યા છે. અતિથિશાળાને તાળું માર્યું છે. પહેલાંના ઉદાર ગૃહસ્થનું સ્મરણ કરી કોઈ હરેન્દ્રની પાસે યાચના અર્થે જાય છે તો ભીષણ દેહધારી દરવાન જ એને ધક્કો મારી અપમાનિત કરી ધકેલી કાઢે છે. પિતાના સત્કાર્યને લીધે આ ઘરની કીર્તિ

ચારે બાજુ ફેલાઈ હતી, જ્યારે આજે તેના પાપાચારને કારણે ત્યાં કોઈ ફરકતુંય નથી.

હરેન્દ્રની ઉંમર ૨૭ વરસની છે. સુકુમાર ઉંમરે તેણે ઉચ્છૃંખલતાનો પરિચય કરાવી દીધો હતો. શિવનાથના એકમાત્ર વારસ તરીકે સૌ તેને માન આપતા. તેના ઉપર આશ્રિત કુટુંબીઓ વગેરે લોકો ઉપર ઉપરથી 'વાહ, વાહ' 'ભાઈ, ભાઈ' કરતા ફરતા હતા. પરિણામ એ આવ્યું હતું કે હરેન્દ્ર જે કાંઇ વાત કહેતો એ ખોટી અથવા અયોગ્ય હોય તોય કોઇ એને મોઢે કહી શકતું નહિ. અને જે કામમાં એ કંટાળો બતાવતો એ કરવા કોઈ એને સમજાવતું પણ નહિ. પરિણામે આ યુવકનું ચરિત્ર તેના પોતાના જ સર્વનાશનું કારણ બન્યું. નાનપણથી જ ભણવા–ગણવામાં તેનું ચિત્ત ચોંટ્યું નહિ. સોળ વરસની ઉંમરે તો સરસ્વતીને એણે છેલ્લા સલામ ભરી. એક દિવસ ભણતાં ભણતાં હરેન્દ્રનું માથું ફાટફાટ થવા લાગ્યું. માતા તથા ફોઇ ગભરાઇ ઊઠ્યાં. આશ્રિતો હોહા કરી ઊઠ્યાં ત્યારથી એનું ભણવાનું પતી ગયું. આમ સરસ્વતી સાથે છૂટાછેડા થયા પછી લક્ષ્મી સાથે છેડો ગાંઠવાની પેરવી શરૂ થઈ ગઇ. સુપ્રસિદ્ધ બસુ વંશની એક સુંદર કુમારિકા સાથે તેનાં લગ્ન થયાં. શિવનાથ સિવાય સૌએ ભારે આનંદ માણ્યો.

હરેન્દ્રના લગ્ન પછી બીજે વર્ષે માતાનું અવસાન થયું. ત્યારબાદ નવ વરસ પિતા શિવનાથ જીવ્યા. આ દરમિયાન તેમણે પુત્રના સંપૂર્ણ ચારિત્ર્યદોષો જોઈ લીધા હતા. એથી આખરને સમયે તેમણે ભારે સંતાપ અનુભવ્યો. હિરણ્મયી સ્વામીપ્રેમથી વંચિત હતી. સસરાની સેવામાં જ તે રાતદિવસ વીતાવતી હતી. શિવનાથ વહુને દીકરીથીય અધિક લેખતા. અને તેનું મોં પડેલું જોતાં તેઓ લાંબા નિસાસા ભરતા. અનેક પ્રયત્નો કરવા છતાં પણ તે હરેન્દ્રને સારે રસ્તે લાવી શક્યા નહિ.

શિવનાથે બિમારી દરમિયાન હરેન્દ્રને બોલાવી પૂંજીની વ્યવસ્થા બતાવવા વિચાર્યું. પણ હરેન્દ્ર એ વખતે ઘરમાં ન હતો. શિવનાથે અશ્રુપૂર્ણ નયને હિરણ્મયીને કહ્યું: "મા, હરેન બધી માયા–મમતા ભૂલી ગયો છે. મારી સારી પૂંજી વીલ કરીને તને આપી જવા ઇચ્છું છું. મારા મરણ પછી જો હરેનની મતિ ફરે તો તમે બંને ભેગાં ભોગવજો, નહિ તો તારી પૂંજીનું તું યોગ્ય લાગે એમ કરજે. બીજું કંઈ નહિ તો, ગરીબ ગુરબાંને ભિક્ષાદાન તથા અતિથિ–સત્કાર ચાલુ રાખજે."

હિરણ્મયીએ આવેગપૂર્વક જવાબ આપ્યો: "બાબા! તમારા ઘરમાં મને બે ટંક ભાત મળે એટલું જ હું ઇચ્છું છું. હું સ્ત્રી માણસ આટલી બધી પૂંજી લઈ શું કરીશ? જેનો ખરેખર અધિકાર છે એની જ પાસે ભલે રહી. હું જીવું છું ત્યાં લગી તમારું સત્કાર્ય ચાલુ રાખવા મથીશ."

પિતાના અવસાન પછી હરેન્દ્ર ભારે ધનસંપત્તિનો વારસદાર બન્યો છે. ગૃહસ્થધર્મ ભૂલીને ખરાબ સોબતમાં પડી તે વ્યસનમાં જીવન વીતાવી રહ્યો છે. પત્ની પ્રત્યે કદી પ્રેમ કર્યો નથી. એની પાસે પણ એ ભાગ્યે જ ફરકે છે. પાશવી આમોદપ્રમોદ છોડી તેને ભાગ્યે જ બીજું કંઈ ગમે છે.

હરેન્દ્ર પૂંજીની વ્યવસ્થામાં જરાય લક્ષ આપતો નથી. રખેને બધું વેડફાઈ જશે, એવી આશંકા કરી હિરણ્મયી ધ્યાન આપે છે. તેણે બને તેટલા દિવસ સસરાનાં સત્કાર્ય ચાલુ રાખ્યાં હતાં, પણ હરેન્દ્રે એને નકામું ઉડાઉપણું કહી બંધ કરાવી દીધાં છે. જમીન અને ભાડા વગેરેમાંથી જે કાંઈ આવક થાય છે એ તો હરેન્દ્ર પાપાચારમાં ઉડાવી મારે છે. એક રમણી તરીકેનું આખરી અને એકમાત્ર સુખ ગુમાવેલી હિરણ્મયી ભારે કષ્ટ ભર્યું જીવન વીતાવી રહી છે. હરેન્દ્રના

મોં ઉપર હાસ્ય નથી; ઘરના તમામ સજીવ નિર્જીવ પદાર્થો શોકભર્યાં જ છે! સોનાનો સંસાર નષ્ટ બની ગયો છે!

રાધા હિરણ્મયીના પિયર તરફની છે. નાનપણથી એના કુટુંબમાં દાસી તરીકે રહી છે. આજે હિરણ્મયીને માટે એ એક સખી તથા દાસી બંને રૂપે છે. એક દિવસ સાંજને સમયે હિરણ્મયી પોતાના ખંડમાં રાધા સાથે વાતચીત કરે છે. મુનીમોએ હિસાબ-કિતાબ પતાવી નોંધ મોકલી આપી. હિરણ્મયીએ એ જોઈ નિસાસો નાખી રાધાને હિસાબ બતાવ્યો.

રાધાઃ ઓ મા! શું થશે? પોતાની પૂંજી સંભાળવાનું તો દૂર રહ્યું, પણ આમ ઉડાવ્યા કરશે તો કેટલા દા'ડા નભશે? આવક કરતાં તો ખરચ વધારે છે. છેવટે પૂંજી જ બધી વેચી મારવી પડશે દિદિ! સોગન ખવડાવું છે કે પૈસા આપશો નહિ.

હિરણ્મયીઃ હું પૈસા ન આપનાર કોણ? માલિકનો હુકમ! હું તો વગર પગારની મુનીમ છું. મેં આટલું ય ધ્યાન ન આપ્યું હોત તો આ એક વરસમાં જ બધું ખલાસ થઈ જાત; પણ હવે તો હુંય થાકી છું. જે પૈસા પાપાચારમાં ને પિતાની કીર્તિ ડુબાવવામાં જ વપરાઈ રહ્યા છે એનો વળી હિસાબ શો? અને તે પણ મારે હાથે?

રાધાઃ તો શું કરશો?

હિરણ્મયી: બધું એમના હાથમાં એક દિવસ સોંપી દઈશ; બે મૂઠી ભાત, અહીં નહિ તો બાપને ઘેરે ય મળી રહેશે; બસ.

રાધા : સત્યાનાશ! બે દિવસમાં બધું ફનાફાતિયા થઈ જશે એવું ના કરશો કદીય, દિદિ! તમે સાચવી રાખી છે તો આજે શિવરાયની પૂંજી હયાત છે.

હિરણ્મયીનું મોં ગંભીર બન્યું અને કાળા મેઘમાં વીજળીની

જેમ હાસ્ય છુપાઇ ગયું. અશ્રુપૂર્ણ આંખે રાધા તરફ જોઇ તે બોલી: "છો ને બધું ફના ફાતિયા થતું. પૈસાને શું કરવા છે મારે? માથે અપમાન–લાંછના વહોરી હાથમાં હીરામોતી પહેરીને મારે જીવવું નથી, ભાઈ! સુખ કંઇ એમ મળવાનું નથી. પેટનો દીકરો હોત તો એનું મોં જોઇને ય જિંદગી ખેંચી કાઢત. એક પૈસોય વેડફાવા ન દેત; પણ મારે તો આ દુનિયામાં કોઈ બંધન નથી રહ્યું. મારાથી હવે સહ્યું જતું નથી, રાધા."

રાધા પણ આ સાંભળી અત્યંત દુઃખી થઈ. હિરણ્યમયી થોડી વાર રહી બોલી: "આવ, રાધા! આજે જ બધું તૈયાર કરી રાખું; કાલે ધરી દઈશ બધું એમના હાથમાં."

રાધા: પછી બાપને ઘેર જઈ રહીશું, એમ કરો.

હિરણ્મયી: એ તો છે જ તો. માબાપનો ખોળો તો દુઃખી સંતાન માટે સદા ખુલ્લો જ છે. બે–ચાર દા'ડા અહીંના હાથ જોઈને ચાલ્યાં જઈશું, તું કહે છે તેમ.

# ૨૭

સાંજ પડી ગઈ છે. હરેન્દ્રની સુંદર હવેલી ઉપર દીવા ઝગી રહ્યા છે. સુંવાળા ગાલીચા ઉપર સફેદ દૂધ જેવી ચાદર છે, એની ઉપર થોડાક તકિયા જાણે થોડી જ વારમાં કોઈ ભારે પીડા સહન કરવાની આવવાની હોય એવા ભાવે મરવા જેવા થઈ પડ્યા છે. સોફા, આરામખુરશી, ગલેફ ચઢાવેલું હારમોનિયમ, પિયાનો વગેરે વાદ્યો યથાયોગ્ય રીતે ગોઠવેલાં પડ્યાં છે. બારીઓ બધી ખુલ્લી છે. પવન સુગંધ વહી લાવી ખંડને ભરી રહ્યો છે.

કેટલીક છાજલી ઉપર દારૂની બાટલીઓ પડેલી છે. દીવાલ ઉપર કંઈ કંઈ ચિત્રો લટકાવેલાં છે: ભયંકર કુરૂચિ અને અશ્લીલતાથી ભરેલાં !

એક જોડી મુખ્ય દરવાજા સામે આવી ઊભી. દરવાનોએ અદબપૂર્વક માન આપ્યું. હરેન્દ્ર તથા બીજી બે વ્યક્તિ દબદબાપૂર્વક ગાડીમાંથી ઊતરી લથડિયાં ખાતાં ઉપર ચઢવા લાગી.

મિજલસ ખંડમાં પાંચ વ્યક્તિઓ બેઠેલી નજરે પડે છે, દરેકે એક તકિયો દબાવ્યો. દરેકની સામે ફૂલદાનીમાં પુષ્પોનું એક ગુચ્છ શોભી રહ્યું હતું.

દરેકનાં વસ્ત્રમાં ગુલાબજળ છાંટવામાં આવ્યું. પંખા જોરથી ચાલવા લાગ્યા. હરેન્દ્ર અર્ધી મીંચેલી આંખે બોલ્યો: "ભવેશ!"

ભવેશ હસતી વારાંગનાને ટેકીને આડો પડી પોતાનો થાક ઉતારવાની પેરવીમાં હતો. તેણે જવાબ આપ્યો : "જી."

હરેન્દ્ર : સુરેશ, રાજેન, વ્રજેન એ બધા તો કોઈ આવ્યા નહિ? આજનો જલસો એળે જવાનો છે કે શું?

ભવેશ એકદમ બેઠો થઈ જઈ બોલ્યો : "એ સાળાઓને તો તગેડી મૂકવા જોઈએ. એ ઉલ્લુઓને એટલીય ખબર નથી કે સ્કૂલ–કોલેજમાં બનાવટ ચાલી જાય, પણ અહીં નહિ."

હરેન્દ્ર : નરેન સૌમાં અચ્છો હતો. એના જેટલો નિયમિત એકે નહિ.

ભવેશ : ખરી વાત છે. પણ જોને, લિવર ફાટી ગયું ને રાંડી–રાંડની જેમ મરી ગયો! કેમ ખરું ને વિરાજ?

વિરાજ : એ તો ગમે તે કહો, પણ એના જેવો હજી મેં કોઈ જોયો નથી.

હરેન્દ્ર વિરાજનો ઉદ્દેશ સમજી જઈ વિનોદપૂર્વક હસવા લાગ્યો. ભવેશ ક્ષુણ્ણભાવે બોલ્યો:

"વાહ રે! બે ગ્લાસ ઉપર એક વધારે ચડાવતાં તો એનું લિવર ફાટી ગયું–બિચારાથી જીરવાયું નહિ! અને અમે તો બાટલીની બાટલી ઉડાવી જઈએ છીએ તોય એનો કશો હિસાબ જ નથી! ભલા બાબા! આજે સમજાયું કે "स्त्रीयाश्चरित्रं पुरुषस्य भाग्यं" એ વાત બરાબર છે. લ્યો, આ સુરેશચન્દ્ર મોર વિનાના કાર્તિકની જેમ હસતા હસતા આવે છે. આવો, બાપ, આવો."

અનેક સંબોધનો ઝીલતો એક યુવક તેમની વચ્ચે હાજર થયો.

એ પછી બીજા ત્રણ આવ્યા. બાટલીઓ, પ્યાલીઓ વગેરે લાવવામાં આવી અને એ લિજ્જતદારો એક રૂપાના પાત્રમાંથી વારાંગનાનો

ઓટલો દારૂ પીવા લાગ્યા. અને એક પછી એક આગળ પસાર કરવા લાગ્યા. બીભત્સ વાતો ને ગાળો એ તો હતી એમની રસિકતાની કલગી! અર્ધોએક કલાક આ ઉન્મત્ત દૃશ્ય ચાલ્યું.

ભવેશે તબલા ઉપર હાથ ઠોક્યો. બીજાએ હારમોનિયમ પર આંગળીઓ ફેરવી. નર્તકીએ નૃત્યનો તાલ ઝંકાર્યો, અશ્લીલ નૃત્ય અને અશ્રાવ્ય ગીત! એ કુટિલ કટાક્ષો, એ કુત્સિત હાવભાવ કેવળ કામોદ્દીપક હતાં. હરેન્દ્ર તથા તેના દોસ્તો 'વાહવા' 'ખૂ...બ' વગેરે શબ્દો દ્વારા નર્તકીને ઉત્સાહ દઈ રહ્યા. તેઓ સૌ ઉત્તેજનામાં હતા.

નૃત્ય અને સંગીત બંધ પડ્યાં. સૌનો ઉત્સાહ ઓસરી રહ્યો હતો અને ગ્લાનિ જામતી જતી હતી. વળી પાછું પીણું શરૂ થયું: સૌ પીવાય એટલો પીએ છે.

ભવેશે પૂછ્યું : "હરેન! બારણાં બંધ કરી જરા મૌજ કરીએ તો? એમ કરીએ—બગીચાવાળા મકાનમાં જઈએ. ચાંદની, રોશની, ફૂવારો, ફૂલ-બગીચો, ખુલ્લી જગા, વસંતની હવા — ઓહ! કેટલી બધી મઝા આવશે!"

અને સૌએ એકદમ ઉત્સાહપૂર્વક આ સૂચના વધાવી લીધી. ભવેશ ફરી બોલ્યો : "અરે પણ તમને લોકોને કશી ખબર નથી. એ મકાનમાં જવું તો બહુ યે છે, પણ ત્યાં તો ભૂતનો ડર છે તો!"

અને સૌ ખડખડાટ હસી ઊઠ્યા.

હરેન્દ્ર ભોંઠો પડ્યા વિના બોલ્યો: "વાહ રે, હું ડરું છું, એમ? ઠીક છે. પહેલાં ત્યાં બધું ઠીકઠાક કરાવું; પછી જોજે તું–ત્યાં જ ચમન ઉડાવું છું કે નહિ."

સૌને સંતોષ થયો. ફરી તબલાનો સૂર ઊઠ્યો. હારમોનિયમનો કોમલ સૂર પણ નીકળ્યો અને નર્તિકા નૃત્ય આરંભે છે ત્યાં તો એક અકલ્પ્ય ઘટના બની અને નૃત્યગીત તેમજ વાદ્ય બધું સ્તબ્ધ થઈ ગયું.

## ૨૮

હિરણ્મયી રાધાને સાથે લઈ મિજલસમાં દાખલ થઈ હતી. એના શરીર પર સાદી કાળી કિનારની સાડી હતી. પરંતુ એની સાદાઈ ખંડના સમસ્ત સૌંદર્યને ફિક્કું પાડી દેતી હતી.

કોઈના પણ તરફ નજર કર્યા વિના તે સીધી વિસ્મયમુગ્ધ હરેન્દ્રની સામે જઈ ઊભી રહી. રાધાએ કાગળોનું બંડલ તથા પૈસાની થેલી હરેન્દ્રની સામે મૂકી.

ભવેશ તથા તેના સાથીદારો પહેલાં તો હિરણ્મયીને પણ કોઈ નર્તકી સમજીને આનંદભર્યા આવકારવા ઉત્સુક બન્યા હતા; પણ તરત જ એની રીતભાત તથા એનું સ્વરૂપ જોઈ તેમને એટલું તો સમજાઈ ગયું કે આ રમણી કોઈ સામાન્ય નથી. સૌ અવાક્ બની પરસ્પર મોં ફાડી જોઈ રહ્યા.

હરેન્દ્રે વિસ્મયપૂર્વક પૂછ્યું : "આ શું? તું અહીં?"

હિરણ્મયી : સસરાજી ગુજરી ગયા ત્યારથી આજ લગી મેં તમારા ઢંગ જોયા. પણ હવે મારાથી એ સહ્યું જાય એમ નથી. મને આ સુખવૈભવમાં જરાય રસ કે સંતોષ નથી. મારો આની ઉપર કશો અધિકાર પણ નથી. એથી જ તો બધો હિસાબ સમજાવી દઈ સિલક

સોંપી દેવા આવી છું. આજથી તમારી પૂંજી તમે જ સંભાળો; હું મારે અંતઃપુરમાં રહીશ. એક મૂઠી ભાત મળશે એટલે બસ છે મારે. એટલી વ્યવસ્થા શક્ય હોય તો કરજો, નહિ તો, હું મારા બાપને ઘેર ચાલી જઈશ."

હરેન્દ્ર: આ એકાએક તને શું થઈ આવ્યું છે?

હિરણ્મયી: "જે સંબંધના જોર ઉપર તમારી પૂંજી હું પોતાની ગણી સાચવું છું અને ભોગવું છું એ અધિકારનો તમે એક દિવસ માટેય આજ લગી સ્વીકાર કર્યો નથી. એવો અનધિકારનો બોજો વહોરવો યોગ્ય નથી. મને એમાંથી મુક્ત કરો.

હરેન્દ્ર ચિડાઈ જઈ બોલ્યો: "બીજો કોઈ વખત કે બીજી કોઈ જગા એને માટે ન મળી?"

હિરણ્મયી: "મેં પહેલાંથી નક્કી કરી રાખ્યું હતું કે આજે તમને બધું સોંપી દઈશ. પણ આખા દિવસ દરમિયાન તમારો મેળાપ ન થયો એટલે નછૂટકે અત્યારે આવવું પડયું છે. વધારે સમય લઈ તમને અકળાવવા નથી ઇચ્છતી.

હરેન્દ્ર: અહીં આવતાં શરમ પણ ન આવી?

હિરણ્મયી: શરમ? મારે શરમ કરવા જેવું તમે રાખ્યું છે જ શું? આ તમારા દોસ્તદારોએ મારી મશ્કરી કરવામાં શું બાકી રાખ્યું છે? અને તમે એમને જેમ ફાવે એમ બહેકવા ય દીધા છે! સ્વામીની છત્રછાયા નીચે પણ જ્યારે આવી દશા થાય, તો પછી લજ્જા શી ને શરમ પણ શી?

હરેન્દ્ર નીચું જોઈ રહ્યો.

ભવેશ બોલ્યો: હરેન! અમે ભદ્ર કુટુંબના નબીરા છીએ. આ

તમારી પત્ની અમારું ફાવે એમ અપમાન કરે છે. આવું જાણ્યું હોત તો અમે અહીં પગ શું કામ મૂકત ?

હિરણ્મયીએ નજરરૂપી વીજળી ચમકાવી. તેણે ભવેશ તરફ ઘૃણાપૂર્વક જોયું. રાધા રાડ પાડી ઊઠી: "તમે ભદ્ર કુટુંબના છોકરા હોત તો ભદ્ર નારીની આ રીતે છેડતી ન કરત—ભદ્ર કુટુંબનો સર્વનાશ ન કરત. તમારામાં તો માણસાઈ—દયામાયાનો અંશ સરખો પણ નથી. ઘરમાં શું તમારે વહુ–દીકરા નથી ? હોત તો કદી આટલા નિષ્ઠુર બની ન શકત. શિવનાથરાયના સમયમાં આજ મકાનમાં ધર્મકથાઓ થતી : આજે અહીં પાપલીલા ચાલી રહી છે ! એ દા'ડા પછી તો તમે લોકો ઘરની વહુને ધકેલી કાઢી છેક અંદર સુધી ભ્રષ્ટવેડા ફેલાવશો. 'ભદ્ર લોકના દીકરા છીએ:' એમ કહેતાં શરમ નથી આવતી ?"

તમામનાં શિર નીચાં નમ્યાં. વારાંગના પણ નીચું જોઈ રહી. મનની જ્વાળા મનમાં જ દબાવી રહ્યાં. હરેન્દ્ર ગૃહસ્વામી હોવા છતાં એક સામાન્ય નોકરડીનાં આ વેણ સહન કરી રહ્યો. ખરેખર પાપી હમેશાં કાયર હોય છે.

હિરણ્મયીએ હિસાબ વગેરે સમજાવી દીધો. રાધા છેડા વડે આંસુ લૂછી મનમાં ને મનમાં બોલી: 'આજે સાચેસાચ શિવનાથ રાયની લક્ષ્મી વિદાય લઈ રહી છે.'

બધો હિસાબ વિગતે બતાવ્યો. રોકડા અને નોટો થઈ અઢી હજાર રૂપિયા ગણી આપ્યા. હરેન્દ્ર તો પૈસા મળવાથી આનંદ પામ્યો, તેણે ટૂંકમાં કહ્યું: "વધારે સમજવાની કંઈ જરૂર નથી. આ હિસાબનાં કાગળિયાં લઈ તું અંદર જા; મેં બધું સમજી લીધું."

હિરણ્મયી રાધાની સાથે ચાલી ગઈ. અંદરના ખંડમાં જઈ મૃદુહસીને બોલી: "રાધા, જાણે પાપનો ભાર ઊતરી ગયો. હવે ભૂખે મરવાનું આવશે તોય દુઃખ નહિ લાગે."

રાધાઃ પણ આ અઢીહજાર તો સમજો કે સાફ થઇ ગયા.

હિરણ્મયીઃ છોને થઇ જતા. જેના પૈસા તે ઉડાવે. આજ લગી તો કોડીએ કોડી સાચવી, પણ હવે ચાર આઠ લાખ ઉડાવી નાખે તોય હું ચિંતા કરવાની નથી.

બીજી બાજુ હિરણ્મયી ચાલી જતાં ભવેશ ઊભો થઈ જઈ બોલ્યોઃ "હરેન, આજે તો હવે વિદાય લઈએ. સવારના પહોરમાં કોનું મોં જોયું છે કોણ જાણે, કે આટઆટલું અપમાન સહેવું પડ્યું, ઘરનું માણસ બે કડવાં વેણ બોલી જાય એ તો જાણે ગળી જઈએ, પણ આ તો સાળી નોકરડી જેમ ફાવે એમ બકી ગઈ!"

સુરેશઃ ખાસ તો અમે બધાએ તારું સત્યાનાશ કર્યું છે, એ આક્ષેપ અસહ્ય છે. એવી બદનામી અમે શું કામ વહોરીએ? એના કરતાં તો તું અમારાથી કે અમે તારાથી દૂર સારા.

"બરાબર છે" બોલી સૌ ઊભા થઈ ગયા. વારાંગનાએ કાતર નયને હરેન્દ્ર પાસે વિદાય યાચી. એની લોલુપ આંખ વારંવાર પૈસાની થેલી ઉપર જઈ પડતી હતી.

હરેન્દ્ર વ્યાકુળ બની સૌનો રસ્તો રોકી બોલ્યોઃ "ભવેશ, વિરાજ, સુરેશ! તમે બધા મારા ઉપર વિનાકારણ ગુસ્સો કરો છો. મારો શો દોષ છે? બોલકણી વહુ ને કજિયાળી નોકરડી ઘરમાં હોય પછી બીજું શું થાય? તમે એટલું ય નથી સમજતાં? અરે, એમણે તમારું જ નહિ, મારું ય અપમાન કર્યું છે સૌની વચ્ચે! મારી ખાતર બધું ભૂલી જાઓ. આટલા દા'ડા તો હું એમના હાથમાં હતો, પણ હવે ફિકર નથી. આવે વખતે તમે બધા મને છોડીને જતા રહો તો મારે તો મરવા જેવું થાય ને!"

પરિણામે કોઇ ગયું નહિ. સૌ હરેન્દ્રની આસપાસ ફરી વળ્યું

અને હૃદયપૂર્વક સહાનુભૂતિ બતાવી રહ્યું. અને પછી તરત જ સૌએ રસપૂર્વક હિરણ્મયીની સમાલોચના કરી.

વિરાજઃ ઓ મા! કેવી બૈરી છે! ભદ્ર ઘરમાં તો આવી નફ્ફટ સ્ત્રી કદી જોઈ જાણી નથી. બસ, છૂટથી બધાંની વચ્ચે આવી ગાળાગાળી કરી ગઈ!

ભવેશઃ ખરું કહ્યું. બાઈ સાહેબ આજ લગી તો તિજોરીદાર હતાં ને! એક પૈસો ય જોઈએ તો એની પાસે જવું પડતું!

સુરેશઃ ભવેશની વાત સાવ સાચી છે. એનાથી હરેન તો શું પણ એના બાપુ-અરે, એના દાદા સુદ્ધાં ડરતા હોવા જોઈએ. શરત લગાવી કહું છું; નહિ તો મારું બામણનું આખું કુળ ખોટું.

એક બીજો બોલ્યોઃ "છે તો માળી પક્કી. પોતાને માટે પાકી ગોઠવણ કરી લીધા વિના કંઈ એણે બધું સોંપી દીધું નહિ હોય."

ભવેશ : ચાલો, એ ગમે તેમ હોય; ભગવાન સારા માટે જ કરે છે. આજે તો ભાઈ આપણે બહુ આનંદનો દા'ડો છે. હરેન આજે ખરેખાત મિલકતનો ધણીરણી થયો."

સુરેશઃ આટલા દા'ડા સગીર હતો તે આજે પુખ્ત થયો!

ભારે હસાહસથી ખંડ ભરાઈ ગયો.

હરેન્દ્ર એમાં હુંકાર પુરાવતો બોલ્યોઃ "સુરેશ! ખરું કહ્યું તેં હોં!"

ભવેશઃ ચાલો, આપણે બધા હરેન્દ્રના માનમાં અને એના કલ્યાણમાં પીણાને ન્યાય આપીએ.

મહા આનંદપૂર્વક સૌએ સુરાપાન કર્યું. વારાંગનાએ બરાબર યોગ્ય સમયે સંગીત ગાઈ હરેન્દ્રની સ્તુતિ કરી અને તેને રૂપગુણ-ગૌરવમાં ઇન્દ્રની બરાબરીમાં મૂક્યો. એ ગૌરવશ્લાઘામાં હરેન્દ્રનું મગજ

ચગી ઊઠયું. તેણે એમને સૌને ધન્યવાદ આપતાં ઉચ્ચાર્યું: " ભવેશ, આ અઢીહજારે તારા હાથમાં મૂકયા. એકાદ અચ્છો બગીચો બનાવવાની અને વિરાજને ખુશ કરવાની જવાબદારી તારા ઉપર. "

ભવેશ: શહેરમાં પૈસાવાળા તો સાળા કંઈ કેટલાય છે! પણ આટલી ઉદારતા કયાંય જોઈ છે! અરે, તને માથે ઉપાડી નાચું— એવું થઈ આવે છે, હરેન!

વિરાજ: " અરે! તમે બ્રાહ્મણ થઈ એ શું બોલ્યા?"

ભવેશ: " બામણ ને શૂદ્ર: આપણે તો ગુણના પૂજારી. ગુણ હોય તો હાડકાને ય ખોળામાં લઈએ. "

અને વળી પાછું હાસ્યનું એક મોજું ખંડમાં ફરી વળ્યું.

## ૨૯

"અરે! મારો ભવેશ ના આવ્યો? મરવા વખતે ય દીકરાનું મોં જોવા નહિ પામું? ઓ ભગવાન!" મરણપથારીએ પડેલી અન્નપૂર્ણા કાતર કંઠે ફરીફરી આની આ વેદના વ્યક્ત કરી રહી હતી.

સંધ્યાની છાયા ભવેશના ઘરને જાણે ગાઢ કાલિમાથી ભરી રહી હતી. ઘરમાં એક દીવો ટમટમી રહ્યો હતો. ભોંય ઉપર એક પથારીમાં અન્નપૂર્ણા સૂતી છે. પાસે વિજયા, મનોરમા, વિમલા મરવા જેવાં થઈ બેઠાં છે ને સારવાર કરે છે.

ગ્રીષ્મ ઋતુનો સૂર્ય પ્રખર કિરણબાણ છોડી રહ્યો છે. વારંવાર પાણી પીવા છતાં તરસ છીપતી નથી. દૈવયોગે આજે એકાદશી છે. આજે તો પાણીનો ઘૂંટડો પીવાય મહાપાપ છે! વિજયા અને મનોરમા અશ્રુપૂર્ણ નેત્રે રોગીના મુખ ઉપર તરસની તીવ્ર વેદના જુએ છે. તેનો આર્તનાદ તીક્ષ્ણ છરીની જેમ કરુણામયી નારીઓનાં હૃદયને વીંધી રહ્યો છે. પણ નિરુપાય છે. શાસ્ત્રની નિષ્ઠુર આજ્ઞા છે, નિર્મમ

દેશાચાર છે! તેમનો અશ્રુકુવારો આજે રુંધાઈ ગયેલો છે, પરંતુ વિજયા મનની સ્વસ્થતા ગુમાવી રહી છે.

મનોરમા બોલીઃ "દિદિ! આ દુઃખ તો દેખ્યું સહેવાતું નથી. બસ, ટીપું પાણી વિના કાકીનો જીવ જશે! છો હું નરકમાં પડતી, પણ આ સંસારમાં જીવતાં જીવતે આવી નરકવેદના તો નથી સહેવી. શાસ્ત્ર માથા પર ચઢાવું છું, પણ કાકીને મોઢે બે ટીપાં ગંગાજલ મૂકવા દો."

વિજયાએ અણસારો કરી સંમતિ દર્શાવી.

મનોરમા ગંગાજલ આણી મમતાપૂર્વક બોલીઃ "કાકીમા, ગંગાજલ લો; એમાં કંઈ દોષ નથી."

પણ અન્નપૂર્ણાએ ઇન્કાર કર્યો.

વિજયા આંખો લૂછતી બોલી: "મા, જરા ગંગાજળ લેવામાં કંઈ વાંધો નહિ. હું મારી જાતે આપું છું."

વિમલા પણ વ્યાકુળ ભાવે બોલી: "દાદીમા! થોડું જલ લો."

અન્નપૂર્ણા ક્ષીણ દૃષ્ટિએ જોઈ રહી બોલીઃ "ના......" અને બોલતાં બોલતાં તેની આંખો ભરાઈ આવી.

બહાર કોઈકનો પગરવ સંભળાયો, બીજી જ ક્ષણે પસીનાથી ઝેબે ઝેબ હરિચરણ અંદર દાખલ થયો. રોગીની પથારી પાસે બેસતાં તે બોલ્યોઃ "કાકીમા! ભવેશને તાર કરી આવ્યો. આજે રાતના એ આવી પહોંચશે."

"એટલું લાંબું જીવવાનું છે બાપું?"

હરિચરણે સાંત્વન આપ્યું.

થોડાક દિવસથી અન્નપૂર્ણા તાપથી પટકાઈ પડી છે. આટલો જલદી રોગ વધી જશે એવું તો કોઈએ માન્યું ન હતું. એટલે જ

હરિચરણ કે ભવેશ કોઈને ખબર આપી ન હતી. સદ્ભાગ્યે હરિચરણ જાતે જ આગલે દિવસે ઘેર આવ્યો હતો; નહિ તો વિજયાની આપદાનો પાર ન રહેત. કાકીના જીવન ઉપર તો આ કુટુંબનો આધાર હતો. એમની હયાતી મટી જતાં વિજયાએ અહીંથી ચાલ્યા જવાનું રહેશે, એ ચિંતાએ હરિચરણને અત્યંત વ્યાકુળ બનાવી દીધો હતો. તે કાકીની સેવા–ચાકરીમાં લગી રહ્યો હતો. આજની એકાદશીનો ભય પુષ્કળ હતો. આજનો એકાદશીનો દિવસ નિરાંતે નીકળી જાય તો તો કાલથી તો દવા વગેરે પણ આપી શકાય.

રાત જામી રહી હતી. દસના ટકોરા થઈ ગયા હતા. અન્નપૂર્ણા તાવ, ગરમી અને તરસથી શેકાઈ રહી હતી. તાળવું શોષાઈ ગયું હતું. એક અક્ષર બહાર નીકળતો ન હતો, પણ તેમ છતાં ય પાણી પીવું ન હતું. અંબિકા, વિજયા, હરિચરણ સૌ સેવામાં લાગી ગયાં હતાં–કોઈ પંખો નાખતું તો કોઈ છાતી, હાથ, પગ ઉપર હાથ ફેરવતું; કોઈ માથા ઉપર ને આંખો ઉપર શીતળ પાણીનું પોતું મૂકતું. પરંતુ તૃષાની ભયંકર વેદના ઉત્તરોત્તર વધી રહી હતી. જલપાન વિના એ દાહ શમવો શકય ન હતો. પરંતુ મરણકાંઠે ઊભેલ વિધવા નારીની ઈચ્છા વિરુદ્ધ જલપાન કરાવવાની કોઈની હિંમત ન હતી.

મધરાત થઈ છે. દૂરથી કંઈક અવાજ આવ્યો. અન્નપૂર્ણાને કાને પણ એ પહોંચ્યો અને એની બધી વેદના ક્ષણવાર થંભી ગઈ. સૌએ એ અવાજ સાંભળ્યો.

" ગાડી! ભ...વે...શ " અન્નપૂર્ણા ડૂબી ગયેલા અવાજે બોલી.

ખરી વાત હતી. દૂર દૂર દોડતી રેલવેનો એ અવાજ હતો, ધીમે ધીમે વધતો જતો હતો. એ ટ્રેનમાં ભવેશ આવી રહ્યો હશે!

અર્ધો કલાક વીતી ગયો. સ્ટેશન ઉપરથી લોક આવવા લાગ્યાં. ભવેશ આ ગાડીએ આવ્યો ન હતો! અન્નપૂર્ણા બેભાન બની ચૂકી હતી.

હરિચરણ સમજી ગયો કે જીવ હવે વધારે વખત ટકશે નહિ. તે બોલ્યો : "મા, કાકીમા આમ ને આમ ગુજરી જાય તો આપણે ભગવાન આગળ જવાબદાર ઠરીશું. થોડું ગંગાજળ લાવો. સવાર સુધી બચી જાય તો ભવેશની સાથે મેળાપ પણ થઈ જશે."

અંબિકા આંખો લૂછી બોલી : "લાવો બાબા, પાવ, કશો વાંધો નથી. શાસ્ત્રમાં જલદાનનો નિષેધ નથી, મને ખબર છે. શાસ્ત્ર કદી ક્રૂર ન હોઈ શકે; દેશાચાર જ અનર્થના મૂળમાં હોય છે."

હરિચરણે થોડાં ટીપાં રોગીના હોઠ ઉપર મૂકયાં. હોઠ ઉપર ભીની આંગળીઓ ફરતાં હોઠ હાલી ઊઠયા. ટીપુ ટીપું જલ સંજીવની-સુધાની જેમ ધીરે ધીરે ચેતનાહીન દેહમાં પ્રાણનો સંચાર કરી રહ્યું. અન્નપૂર્ણાએ આંખો ઉઘાડી અને સૌના નિરાશાભરેલા અંતરમાં આશાનો ચમકારો થઈ ગયો. માતા બોલી : "ભ...વે...શ !"

અંબિકા બોલી : "જો તો બહેન, ઓળખે છે મને ?"

વિજયાએ સાસુનો શીર્ણ હાથ લઈ રડતાં રડતાં કહ્યું : "બા ! તમારી આ અભાગિણી દીકરી સામે તો એક વાર જુઓ."

એ શોકદૃશ્ય આગળ પાષાણ પણ પીગળી ગયા વિના ન રહે. અન્નપૂર્ણાએ સૌની રડતી આંખો તરફ એક વાર નજર ફેરવી. અને ક્ષીણ નિઃશ્વાસ સહિત એક અશ્રુબિંદુ તેની આંખમાંથી પણ સરી પડયું. અત્યંત કષ્ટપૂર્વક તેણે રૂંધાયેલે કંઠે પૂછયું : "ભવેશ નથી આવ્યો ! આહ ! રિસાઈને...ગયો..."

અને વિમલા તથા ધીરેનને જોવા માટે તેણે નજર ફેરવી. પણ ફરી પાછી તે બેભાન બની ગઈ. શરીર એકદમ લાકડું થઈ ગયું. પરોઢ થઈ ગયું; ભવેશ હજી આવ્યો નથી.

વિમલા એક બાજુએ સૂઈ ગઈ હતી. પરોઢિયે એણે સ્વપ્ન જોયું. મનોરમ પુષ્પોદ્યાનમાં એક સરોવર આવેલું છે. એનાં પગથિયાં પર પોતે ઊભી છે. વિપિન હસતો હસતો આવીને બોલ્યો : "વિમલ ! આજે આપણાં લગન છે." વિમલાને ખબર હતી કે વિમલ સાથેનો વિવાહ ફોક ગયો છે, એથી એણે એ વાત માની નહિ. વિપિન એનો હાથ પકડી બોલ્યો : 'ખરું કહું છું, વિમલ ! આજે આપણાં લગ્ન છે. હું કોઈને નહિ પરણું. જોને, એથી તો, છુપાઈને આવ્યો છું.' વિપિનની વાત પૂરી થઈ ન થઈ ત્યાં તો અન્નપૂર્ણા આવી ઊભી. બંનેનાં મોંએ ચુંબન કરી બોલી : 'આ હું આવી છું શું કામ ? મારા જીવનની એ એક આરત હતી. આજે પૂરી થશે. બેસો તમે, હું નાહીને આવું છું.' એમ બોલી અન્નપૂર્ણા નદીનાં પગથિયાં ઊતરી. વિમલા અને વિપિન એકબીજાનો હાથ પકડી બેઠાં રહ્યાં. એકાએક 'વિમલ હું ડૂબી...' એવો ચિત્કાર સંભળાયો. વિમલા ઊઠીને જુએ છે તો દાદીમા ડૂબી ગઈ છે! અને એકાએક ચીસ પાડી ઊઠતાં તે જાગી ગઈ. જાગતાં જ રડારોળનો અવાજ તેણે સાંભળ્યો. સાચેસાચ, દાદીમા કાલસાગરમાં ડૂબી ગઈ છે!

પરોઢિયે અન્નપૂર્ણા આ લોક છોડી ચાલી ગઈ છે; વિજયા અનંત પથ પર આવી ઊભી છે! ચારે બાજુ ઘોર અંધકાર છે. મૃત સાસુના પગ પકડી તે રડી રહી : "મા ! તમે તો છૂટયાં બધી ઉપાધિમાંથી. મારો છૂટકારો કયારે થશે, બોલો ?"

મનોરમાએ વિજયાને આશ્વાસન આપ્યું. સાથે સાથે પોતે પણ રડી રડીને શાંત રહી ગઈ.

માતાના મૃત્યુસમાચાર ભવેશને તારથી મોકલવામાં આવ્યા. હરિચરણે કૃત્તિબાસને પણ ખબર આપી દીધી.

# ૩૦

હરિચરણનો પહેલો તાર કલકત્તા પહોંચ્યો ત્યારે ભવેશ તેને નિવાસે ન હતો. બીજે દિવસે એકસામટા બે તાર હાથ આવ્યા. પહેલામાં ગંભીર હાલતના અને બીજામાં મૃત્યુના સમાચાર હતા. માતાના એકાએક મૃત્યુસમાચાર વાંચી તે ચોંકી ઊઠ્યો. માણસનું ગમે તેટલું અધઃપતન થયું હોય તો પણ તેની કેટલીક સદ્દવૃત્તિઓ તો હૃદયમાં અખંડ રહી જ હોય છે, દુશ્ચરિત્રરૂપી રાખની નીચે નિસ્તેજ બનીને. એ સદ્દવૃત્તિની ચીનગારી છુપાઈને પડેલી હોય છે. માતા જીવતી હતી ત્યાં લગી તો તેના સ્નેહનું મૂલ્ય તેને કળાયું નહિ. એ સ્નેહાકર્ષણની મૂર્તિ સદાવિમુખ ભવેશ પ્રત્યે પણ આર્ય રહી હતી. ભવેશે જ એની અવહેલના કરી હતી. વચ્ચે વચ્ચે તે માતા અને પત્નીનો પ્રેમ તથા પોતાની તેને માટેની નાલાયકીનો ખ્યાલ કરી સ્વેચ્છાએ જ એ પવિત્ર શક્તિઓથી પોતાને દૂર રાખવા મથતો હતો. અને એ રીતે દિવસે દિવસે તેના અધઃપતનની માત્રા વધી રહી છે. પવિત્રતાની ભૂમિ છોડી પાપના મુલ્કમાં એ દૂર ને દૂર જઈ રહ્યો છે. સ્વર્ગની દેવીને છોડી દઈ નરકની પિશાચિની પાછળ તે

દોડી રહ્યો છે; પણ હજી તે કેવળ પથ્થર બની ગયો નથી. એથી જ તો માતાના મૃત્યુસમાચારની જાણ થતાં તે ચોંકી ઊઠયો.

માણસનું અધઃપતન તરત જ દેખાઈ આવે છે. દૈહિક અને માનસિક પ્રમાદ એનાં ચિહ્નો છે. શરીરશ્રમ કષ્ટદાયી લાગતાં તે આળસને વશ બની જાય છે અને ધીમેધીમે તેની કાર્યકારિતા સાવ લોપાઈ જાય છે. શ્રમસાધ્ય કાર્ય તેને ભયમૂર્તિ સમાન દેખાય છે. માનસિક આળસનું પણ એવું જ છે. અને એક વાર માનસિક જડતાની જડ ઊંડી જતાં વિચારબુદ્ધિ સાવ હોલવાઈ જાય છે. અને આખરે એ હતભાગી જીવ એટલી હદે અસહાય બની જાય છે કે પોતાની હાલતનું બરાબર ભાન થવા છતાં પાછા ફરવાની શક્તિ તેનામાં રહી હોતી નથી. આમ તેનો ચિત્તવિકાર તેને કેવળ પાપસ્રોતમાં જ ઘસડી જાય છે. અસહાય બની પાપનાં કુંડાળાંમાં તણાતો તણાતો તે પાપી પુણ્યગૃહની હોલવાઈ જવા આવેલો દીવડીઓ ભણી જોઈ જોઈને આંસુ સારે છે. ભવેશના પુણ્યગૃહનો એક દીવો આજે હોલવાઈ ગયો હતો. એથી જ આજે એ રડી રહ્યો હતો. દીર્ઘનિઃશ્વાસ નાખતો તે મનમાં ને મનમાં પશ્ચાત્તાપથી બળી રહ્યો.

પરંતુ મોહાન્ધ વ્યક્તિને પેટ ભરીને રડવાનો ય અધિકાર નથી. આંસુઓ ભવેશના ડાઘભર્યા હૃદયને ધોઈને સ્વચ્છ બનાવી શક્યાં નહિ. પ્રથમ તો તેને શોકનો અનુભવ થયો. એમાંથી જન્મી પાછલી સ્મૃતિ અને જન્મ્યો પશ્ચાત્તાપ. અને એની પાછળ પાછળ જાગ્યો વૈરાગ્ય. આખરે કર્તવ્યની ચિંતામાં છવાઈ ગઈ અને એ એકદમ વ્યાકુળ થઈ ગયો. "ક્રિયાકર્મ કરવા સારુ ય રાજગામ તો જવું જ રહ્યું! શી રીતે? ઓહ! ત્યાં જઈને શું મોં બતાવવું?" એ વિચારી રહ્યો.

સંધ્યાસમયે ઓટલા ઉપર બેઠો બેઠો ફરી એ વિચાર કરી રહ્યો છે. એવામાં બે યુવકો તેના તરફ આવતા જણાયા.

આવનારાઓનો બાહ્ય દેખાવ તેમની ભદ્રતાનો ખ્યાલ આપતો હતો. પણ નજીકમાંથી જોતાં એમના મોં ઉપરની દુશ્ચરિત્રતા છાની રહે તેમ નહોતી.

એક જણ બોલ્યો : "વાહ રે ભાઈ, તું તો જબરો નીકળ્યો! તારી આશાએ તો અમે એમ ને એમ બેઠા છીએ ક્યારના! એક બે નહિ, દસ દસ! અને તું બેઠો બેઠો ફિલોસોફીનાં કુંડાળાં ડહોળી રહ્યો છે! છે શું?

ભવેશઃ હરેન! સુરેશ! આજે મને માફ કરો. હું ભારે હતભાગી છું. સવારે આવું છું તો ખબર પડે છે કે માતા ગુજરી ગઈ છે! મારે આજે જ ઘેર જવું પડશે.

આગંતુકો ચોંકી ઊઠી પરસ્પર નજર કરી રહ્યા. જાણે આ ખબરે તેમના દિલના કોઈક વિશેષ ઉત્સાહને ઘા કર્યો ન હોય!

હરેન્દ્ર : ઓહ! મા મરી ગઈ! ઘરડી હતી ને? તો પછી એમાં આટલું બધું દુઃખ કરવાની શી જરૂર? શો રોગ હતો?

ભવેશ : તાવ જ; એમાં હતી વળી અગિયારશ. બહુ દુઃખ વેઠીને મરી લાગે છે.

સુરેશ : અરે, અગિયારશને દા'ડે તો બધી ડોશીઓ મરે છે. મરવા પડે પણ પાણી ના પીએ! અમારે ત્યાં ય એક ડોસી એમ ને એમ મરી ગઈ, મરતાં મરતાં કંઈ હેરાન થઈ છે! પણ ઓઠે ટીપું ય ના અડાડ્યું!!

હરેન્દ્ર: ચાલ, જે થવાનું હતું તે થઈ ગયું. અમસ્તી ચિંતા કરી કરીને દિલ દુઃખવવાથી શું વળવાનું હતું? મનને સારું લાગે એમ કરવું જોઈએ હવે તો.

ભવેશ : માનું શ્રાદ્ધ દેશમાં કરવું કે અહીં એ પણ સવાલ છે. અહીં થોડામાં પતી જાય. દેશમાં તો ઘણું ખર્ચ કરવું પડે. ના

કરીએ તો લોકો ફોલી ખાય. છેવટે દેવું કરીને પણ દેશમાં જ કરવું પડશે એમ લાગે છે.

હરેન્દ્ર બોલ્યો : ભવેશ! તારે મોઢે સાવ આવી વાત સાંભળવાની તો કલ્પના ય નહોતી. અરે, તારા વિના અમારી મિજલસ એક ઘડી યે કેવી રીતે ચાલશે? તું આ બધું શું બોલી રહ્યો છે?–'લોકો ફોલી ખાશે!' અરે, આજે પણ તને એવી બધી બીક રહી છે? વાહ રે અમારા સરદાર!"

ભવેશ ભોંઠો પડી બોલ્યો: "ધર્મ અને સમાજ બધુંય આવે વખતે તો સાચવવું પડે, યાર."

સુરેશ: પણ એ તો અહીં પણ થઈ શકે છે; દેશમાં જઈ દેવામાં ડૂબવાની શી જરૂર?

ભવેશ: વહુ–છોકરાં–સગાંવહાલાં તો બધાં દેશમાં છે. અહીં શી રીતે પતાવાય?

સુરેશ: વાહ રે! ત્યાં જઈ ભૂખે મરશે અને ખોટું ખર્ચ કરશે ત્યારે જ બરાબર 'પતશે'? તને ય કેવું સૂઝે છે!

હરેન્દ્ર : ધરમ ને સમાજ તો બધું ઘણુંય કહે છે, પણ અક્ષરે અક્ષર પાળવા જઈએ તો તો જીવાય પણ નહિ. આવા શોખીન જીવને શું કામ નકામો સાણસામાં કચડે છે?

ભવેશ : તમને શી ખબર—

હરેન્દ્ર : સાંભળી લે પહેલાં અમારી વાત. શાસ્ત્રની એવી બધી વાત આપણે માટે નથી. એવી બધી તકલીફ ને ખોટા ખર્ચાની જરૂર નથી. અમે અથડાઈ કુટાઈને શીખ્યા છીએ.

સુરેશ : એથી જ તો તને કહીએ છીએ કે આમાં પૈસા ખરચવા અને પાણીમાં ફેંકી દેવા, બે સરખાં છે. અરે, દાઢી મુંડાવો ને માથું મુંડાવો, મૂછ પણ મુંડાવવાની! આ તે કંઈ વેશ છે! ખરેખર, તું આ

બધું કરી શકીશ એમ માને છે? અરે, એ બધી ઢોંગબાજી છોડ. અમારું હસી હસીને પેટ...

અને બંને જોરથી હસવા લાગ્યા.

ભવેશના દુર્બળ ચિત્ત ઉપર અસર કરવા માટે આથી વધારે ચાતુરીની જરૂર ન હતી. એ પણ વિચારી રહ્યો કે આમની વાત સાવ ખોટી નથી. શ્રાદ્ધ તો એક દા'ડામાં પતી જશે. પણ માથાનું ને મૂછનું મુંડન!! છિઃ કેટલા બધા દા'ડા લગી એવે વેશે રહેવાનું? પછીથી મિજલસમાં શી રીતે મોઢું પણ બતાવાશે?

અને તે મોટેથી બોલ્યો: "વાત તો તમારી ખરી છે, ભાઈ! પણ કરું શું?"

સુરેશ: રસ્તો અમે કાઢીશું; તું થોડા દા'ડા છૂપો રહે.

હરેન્દ્ર: ખરું કહ્યું સુરેશ, તે મારે જ ઘેર ભલે રહેતો. બધું શાંત પડી ગયે જોયું જશે. ઊઠ ભાઈ, અંધારુંય થઈ ગયું. આજના જલસામાં તો તું મુખ્ય આધાર છે અમારો. બીજું ગમે તે કરજે, પણ આજે આપણા ભરપૂર રંગમાં ભંગ ન પડે એટલું જોજે. જરા ચઢાવશે તો મિજાજ ઠેકાણે આવી જશે.

"તો ઊઠો" બોલી ભવેશ ઊભો થઈ ગયો. અને એ રાતના પાપજલસામાં સામેલ થઈ ગયો. તેના દિલમાં જાગેલો પુણ્ય અને ધર્મ-નીતિનો ફણગો ક્યાંય કચડાઈ છુંદાઈ ગયો.

અન્નપૂર્ણાનું શ્રાદ્ધ પતાવીને હરિચરણ કલકત્તા આવી પહોંચ્યો છે. એને જાણ થઈ ચૂકી છે કે જે દિવસ સવારે ભવેશને તાર મળ્યો તે જ સાંજના કોઈક બે જણા સાથે તે ચાલ્યો ગયો છે ત્યારનો પાછો ફર્યો નથી. ભવેશના આ આચરણથી હરિચરણ અત્યંત ઘાયલ થયો.

થોડા દિવસ બાદ કૃત્તિબાસે હરિચરણને તેડાવી મંગાવ્યો. હરિચરણ જઈને જુએ છે તો કૃત્તિબાસ પથારીમાં પડ્યો પડ્યો રડે છે. પાસે એક પત્ર પડેલો છે. કૃત્તિબાસે ચૂપચાપ એ પત્ર હરિચરણના હાથમાં ધર્યો. તેમાં ધીરેનના અવસાનના સમાચાર વાંચી હરિચરણ પણ થંભી ગયો.

કૃત્તિબાસ બોલ્યો : "ભાઈ, વિચાર્યું હતું કે સારો દા'ડો જોઈ વિજયને પલાશપુર લઈ જઈશ. પણ આ શું સત્યાનાશ વાળ્યું! ઓ ભગવાન! નિરાધાર નારીને માથે આવી ભયંકર ક્રૂર સજા શાને માટે?"

હરિચરણ આંખો લૂછી બોલ્યો : 'ભાઈ, વખત બગાડો નહિ. ભવેશનાં પાપ ફળવા લાગ્યાં છે. કોણ જાણે હજુય શુંનું શું થશે? તમે પહેલી તકે વિજયા અને વિમલને પલાશપુર લઈ જાઓ."

કૃત્તિબાસ એ જ દિવસે રાજગામ જવા ઊપડી ગયો. તેને ક્ષણે ક્ષણે ડર લાગતો હતો કે રખેને અસહ્ય વેદનાની મારી વિજયા આત્મહત્યા કરી બેસે!

## ૩૧

પલાશપુરમાં સવાર ઊઘડે છે. મંદ શીતળ વાયુ વૃક્ષ-પત્રોને આંદોલિત કરી ઝરમર ઝરમર વહી રહ્યો છે. અંધકાર જાણે હજીય ભયભીત હોય એવી રીતે પત્રોની આડમાં ડોકિયાં કરી રહ્યો છે તથા પોતાનો નાશ અવશ્યંભાવી છે એમ સમજી જઈને વિલાપ કરી રહ્યો છે.

કૃત્તિબાસના મકાનના પાછલી બાજુના એક ખુલ્લા વરંડામાં એક રમણી દીનભાવે સૂતેલી છે. થોડા જ દિવસમાં એનું શરીર એવું થઈ ગયું છે કે એ વિજયા જ છે, એમ ઓળખવીય ભારે પડે. એનો કાંચનવર્ણ મલિન થઈ ગયો છે, અવયવો ઢીલાં પડી ગયાં છે તથા વદનની માધુરી વિષાદથી ઘેરી બની ગયેલી છે. કેશલટો સુક્કી ને લુખ્ખી બની ગઈ છે. આ બધાં અભાગિનીની વિપરીત દશાનો પરિચય આપે છે.

ચારેક મહિના થયાં તે પલાશપુર આવી છે ત્યારથી, કૃત્તિબાસ તથા સુશીલા અતિશય પ્રેમપૂર્વક તેની દુઃખસ્મૃતિ ભૂંસી નાખવા પ્રયત્ન કરી રહ્યાં છે. કેટલેક અંશે એમને સફળતા પણ મળી છે.

વિજયા આખો દિવસ તો ઘરકામમાં કાઢી નાખે છે, પણ રાત ભારે બની ઝઝૂમી રહે છે. શોકસ્મૃતિ સતાવી રહે છે. પથારી કાંટાની બની જાય છે અને આંખો એ કાંટાને ધોઈ રહે છે.

પ્રાતઃસમીરણમાં તેના દીર્ઘ નિઃશ્વાસો મળી શમી જાય છે. આંસુભરી આંખે તે આકાશને જોઈ રહે છે. ઝરઝર ઝરતી ધારા તેનાં વસ્ત્રોને ભીંજવી નાખે છે.

કૃત્તિબાસ ભરનિંદરમાં છે. સુશીલા ચૂપચાપ ચાલી આવી વિજયાની પાસે બેસે છે. અને પોતાના ખોળામાં એનું માથું લઈ તેના આંસુમાં આંસુ ભેળવી તેને સાંત્વન આપવા મથે છે. થોડી વારે નોકર બાઈ લક્ષ્મી આવે છે. લક્ષ્મી વિજયાની બાલ્યસાથી છે અને પ્રિયપાત્ર છે. તેણે પણ વિજયાને સાંત્વન આપ્યું.

સૂર્યોદય થતાં ચારે બાળકો બગીચામાં દોડી જઈ ફૂલો વીણી રહ્યાં છે. વિમલાનું શરીર અત્યંત કૃશ થઈ ગયું છે. પહેલાંનું લાવણ્ય ક્યાં છે? આટલી નાની કુમળી વયે બાલિકા બિચારી સંસારના પ્રખર તાપનો ભોગ બની છે. બીજાં બાળકોમાં કૃત્તિબાસનો પુત્ર છે અતુલ: બીજી બે દીકરીઓ છે : ઇન્દુ અને રમા.

ઇન્દુએ પૂછયું : "તમારે ત્યાં આવો બગીચો હતો?"

પ્રશ્ન સાંભળી વિમલાનું મન દુઃખથી ભરાઈ ગયું. ઘરની વાત! દાદીમા અને ગુજરી ગયેલા ભાઈની વાત! પિતાની બેપરવાહ અને માતાની અપરંપાર અસહ્યતાની વાત!—તમામ શોકચિત્રો તેના માનસપટ ઉપર આવી ખડાં થઈ ગયાં. દાદી ક્ષણ માટે પણ વિમલાને નજરથી દૂર કરતાં નહિ. પોતાને હાથે ખવરાવતાં, સાથે સુવાડતાં, વાળ ઓળી આપતાં, કંઈ કેટલો પ્યાર કરતાં? ફરી કદી આ જીવનમાં એ દાદીમાનો ભેટો નહિ જ થાય? ધીરેન પણ સદાને માટે છોડી ગયો છે? એનું એ હાસ્ય, એનું 'દિદિ' સંબોધન—બસ

ખલાસ થઈ ગયું સદાને માટે ? બાલિકાએ હૃદયવેધી નિસાસો નાખ્યો. કોઈએ સાંભળ્યો નહિ. કોઈને એ વેદનાભર્યા હૃદયની કશી જાણ થઈ નહિ.

અતુલ તરેહતરેહનાં ફૂલોથી ઝોળી ભરી આનંદમાં આવી બોલ્યો: "દિદિ! જુઓ, કેટલાં બધાં ફૂલ ભેગાં કર્યાં મેં! તે દા'ડે કહેતાં હતાંને કે મને માળા ગૂંથી આપશે? આજે ગૂંથી આપીશ, હાં કે!"

ઇન્દુએ મશ્કરી કરી: "પહેલાં બ્હેનબાનાં લગન તો થવા દે; પછી . . . ."

રમા હસી ઊઠી. પરંતુ વિમલાના દિલમાં ઝેરી તીર ભોંકાયું. લગ્નની વાત! એ તો હતી આ તમામ અનર્થના મૂળમાં! એ વાત ઉપર તો પિતાજીએ લાત મારી મૂર્ચ્છિત કરી હતી માતાને! એ વાતે તો ત્રાસી ઊઠી નાસી છૂટયા હતા એ બીજી જ પ્રભાતે! એ વાતનો ખ્યાલ કરીને તો ઘેર આવવા તૈયાર નહોતા થયા હજાર વિનવણી છતાં! એ વાતે તો સમસ્ત કુટુંબનો ઉચ્છેદ કર્યો છે! વળી પાછી એ જ વાત! વિમલાનું મોં ફિક્કું પડી ગયું, છાતી થડકવા લાગી, શ્વાસ જાણે રૂંધાવા લાગ્યો.

સાથીદારો આમ થવાનું કારણ સમજી ન શક્યાં. ફૂલ વીણવાનું પૂરું થતાં સૌ દોડતાં ચાલ્યાં ગયાં.

પૂજા પૂરી થતાં માતા તથા મામી સાથે વિમલા નાહવા માટે જશે. અતુલે શરીરે તેલ લગાવી, ખભે ટુવાલ નાખી, વિજયાનો છેડો પકડયો. બસ, આજે તો એય સાથે નાહવા જશે જ જશે. વિજયાએ હસીને એને સાથે લીધો અને સુશીલાને ઉદ્દેશી બોલી: "એને કંઈ કહેશો કરશો નહિ. અરે, મારા ભાઈ અને હું પણ આ ઉંમરે તો માની સાથે નાહવા જતાં."

મુકદ્દમામાં જીતી જતાં અતુલ ભારે ઉલ્લાસમાં આવી જઈ માતાને અંગૂઠો બતાવી રહ્યો. ફોઈ આવી છે ત્યારથી બાળકોની આવી દુષ્ટતા પારાવાર વધી ગઈ છે.

સ્નાન કરી શિવપૂજા કરી વિજયાએ સ્વામીની મંગલકામના કરી. કૃત્તિબાસ હજી સૂતો જ હતો. વિજયા નાસ્તો તૈયાર કરી રાંધવામાં પ્રવૃત્ત થઈ. સુશીલા તેની મદદમાં રસોડામાં બેઠી.

ઊંઘ ઊડી જતાં કૃત્તિબાસે જોયું તો, વિમલા તથા અતુલ ઘરમાં બેસીને રમી રહ્યાં છે. તેણે વિમલાને વહાલપૂર્વક કંઈ કેટલીય વાતો પૂછી અને પછી હાથ–મોં ધોઈ પરવારી નાસ્તો કર્યો.

વિજયાનું શીર્ણ શુષ્ક મુખ જોઈ કૃત્તિબાસે ઉદાસભાવે પૂછ્યું: "વિજય! તારું શરીર કેમ આમ સુકાતું જાય છે? તને આવી જોઈ મને ય બહુ દુ:ખ થાય છે."

"દાદા! આશીર્વાદ આપો કે જલદી છૂટું." વિજયા આંખો લૂછતી બોલી.

"છિઃ બહેન! આવું શું બોલે છે? તારા કરતાં પણ હજારગણાં દુ:ખી માનવી આ સંસારમાં જીવે છે. તું આમ અધીરી બને એ કેમ ચાલે? શરીરને આમ ખરાબ ન કરી નાખ. હજી તો વિમલનાં લગન બાકી છે. બીજી ઘણીય જવાબદારી માથે છે......"

"વિમલનાં લગન? કોણ એને લેવા બેઠું છે, ભાઈ? સોના જેવો મૂરતિયો તો ગુમાવ્યો...હવે વળી આશા કેવી?"

"વાહ? શું કામ નથી? તું જો તો, થોડા દા'ડામાં મૂરતિયો ઊભો કરું છું કે નહિ. આ વરસમાં જ સારું એવું ઘર ના શોધી કાઢું તો કહેજે મને."

વિજયાનું મુખ આશાથી દીપી ઊઠ્યું. તે આવેગપૂર્વક આંખો લૂછી રહી.

કૃત્તિબાસ બોલ્યો: "એ વાત તો ભવિષ્યની થઈ, પણ અત્યારે તો તારી વાત કરું છું. તું આમ શરીર બગાડે એ તો નથી સહેવાતું. અને આવે શરીરે કામ કર્યાં કરે એય બરાબર નથી."

વિજયા જરા હસીને બોલી: "દાદા! આ ઘરમાં વળી કામ કયું છે? ચાર તો પૂરાં છીએ નહિ. બે જણાં તો કામ કરનાર છીએ. અને ભાભીનો જુલમ પણ ક્યાં બધું કામ કરવા દે છે? બે દા'ડા રાંધું તો દસ દા'ડા લગી રસોડામાં પગ મૂકવા નહિ મળે. આટલું ય ન કરું તો દા'ડો ય શી રીતે જાય?"

કૃત્તિબાસ: "એ બધું છોડ. આવે શરીરે કશું જ નથી કરવું. પહેલાં શરીર સારું કર, પછી કામ કર્યાં કર; કોઈ રોકશે નહિ."

## ૩૨

"કાકીમાનો કાગળ આવ્યો છે?" બોલતી વિમલા હાથમાં કાગળ લઈ રસોડામાં આવી. આટલા દુઃખમાં પણ મનોરમા વિજયાનું દિલ જીતી રહી છે. મનોરમા તો છે તેના ભાંગેલા દિલનો આધાર–તેના મરુભૂમિ સમા બળતા રણમાં સહાનુભૂતિની શીતળ વીરડી. વિજયાએ સુશીલાના હાથમાં પત્ર મૂકયો. અને સાંભળી રહી—

"દિદિ, ઘણે દા'ડે તમારા કુશળસમાચાર જાણી નિશ્ચિંત થઈ. રોજ તમારા પત્રની રાહ જોઈ રહેતી. દિદિ, તમે અમને ભૂલી ગયાં હશો, એમ તો કદી માન્યું ન હતું. આટલા દુઃખમાંય અમને યાદ કરો છો એ જાણી ભારે સુખ થયું.

"દિદિ! દિલને કાઠું કરો. રડી રડીને શું કરશો? જે જાય છે, એ ઓછું જ પાછું આવે છે? ભગવાને તમારી ભારે કઠોર પરીક્ષા કરી છે. થોડા દા'ડામાં બે વાર વીજળીના કાટકા થયા! પણ એના છુપા ઉદ્દેશની આપણને શી ખબર પડે! ભગવાનને ચરણે

જીવ રાખી દુઃખ ભૂલવા પ્રયત્ન કરો. બહુ દુઃખ થાય છે કે આવી વખતે તમારી પાસે આવી શકતી નથી.

"દિદિ! તમે અહીંથી ગયાં ત્યારથી મારા દા'ડાય મુશ્કેલીથી વીતે છે. તમારો સ્નેહ! તમારી મીઠી વાણી! કેટલા બધા દા'ડાથી એનાથી વંચિત છું! રોજ રોજ તમને મળવાની ઇચ્છા થાય છે. તમારું મોં ક્ષણે ક્ષણે યાદ આવે છે. વિમલનું સ્મરણ તો ચોંકાવી ઉઠે છે. જાણે એ મને બોલાવી રહી છેઃ 'કાકીમા!' અને કશું જ ગમતું નથી. હસવું ય જાણે ચાલ્યું ગયું છે. ઘણુંય લોકો હસે છે, મઝા કરે છે; એમને જોઈને મને જાણે એમ થાય છે કે મારું હસવું, મારી મઝા કાકીમા અને ધીરેનની સાથે સાથે ચાલ્યાં ગયાં છે. જે કાંઈ બાકી રહ્યાં હશે તેય તમારી સાથે ચાલી ગયાં લાગે છે દિદિ! આમ તે કેટલા દિવસ જશે? તમે અહીં આવો. ભગવાનની મહેર ઊતરો ને સુખે સંસાર વસાવો. બપોરે બપોરે તમારું સૂમસામ આંગણું નજર સામે આવી ઊભું રહે છે અને પ્રાણ વ્યાકુળ બની જાય છે. જે દહાડે આ જ ઘરમાં મારી વિમલા પરણશે ને દીકરી-જમાઈને ભેગાં જોઇશ એ દા'ડે બધું દુઃખ ટળશે. ભગવાનની મહેરબાનીએ એ દા'ડા જલદી આવો.

"દિદિ! પતિ તો છે સ્ત્રીને માટે દેવ સમો. એની આગળ વળી માન-અપમાન શાં? ક્ષોભ-લજ્જા શી? દેવતાની જેમ એમને ય પ્રસન્ન રાખવા એ તો છે આપણું કર્તવ્ય; એ પુણ્યનું ફળ સ્વર્ગ છે. ગમે તેટલાં તોય આપણી બુદ્ધિ કેટલી? સ્વામીના રોષનું કારણ થઈ પડીએ. પણ દેવની જેમ એની ય ઉપાસના કરી ક્ષમાયાચના કરવી રહી. સંતુષ્ટ થાય તો જરૂર બધા અપરાધ ક્ષમા કરે.

"દિદિ! તમે જેઠજીને એક કાગળ લખો. એમણે ગુસ્સામાં ને ગુસ્સામાં નિષ્ઠુર વર્તન કર્યું છે. પણ એથી કંઈ તમે એમને મન

પારકાં થઈ ગયાં? મગજ ઠેકાણે ન હોય ત્યારે ભલે માણસ પોતાનાં સ્વજનોને ય હડસેલે, પણ ભાન આવે ને આંખો ઊઘડી જાય પછી એને બધું બરાબર દેખાય છે.

"દિદિ! વધારે હવે શું લખું? તમારી પાસેથી આટલા દા'ડા જે શીખી છું એ જ લખું છું. મારી તે એવી શી લાયકાત છે કે તમારાં જેવાં સુશીલને શિખામણ આપું? મારે કહેવાનું એટલું જ છે કે ગમે તેમ કરી જેઠજીને કાગળ લખો, દયાયાચના કરો, એમને મનાવી લો.

"અને તમારી હાલતના ખબર હમેશ લખતાં રહેજો. વિમલને આશીર્વાદ તથા તમને અને અન્ય વડીલોને પ્રણામ. એજ—

—સસ્નેહ મનોરમા."

સુશીલાએ વિજયાના હાથમાં કાગળ મૂકી કહ્યું: "બહેન! આ કાગળ વાંચીને જ ગમે તે કહી ઊઠશે કે મનોરમા દેવી છે. આટલી બધી દયામાયા—આટલી બધી સુબુદ્ધિ તો ભાગ્યે જ જોવા મળે છે."

વિજયા હસી. એ હાસ્યમાં હતું ભરપૂર ગૌરવ.

વિજયાએ જવાબ લખ્યો:

"પ્રાણાધિક બહેન!

"તારો સ્નેહભર્યો પત્ર પામતાં જીવ કેટલો બધો સ્વસ્થ બન્યો! અનેક ચિંતા અને જંજાળને કારણે તને કાગળ લખતાં વિલંબ થયો છે. બહેન! મારું નસીબ સાવ ફૂટેલું છે. મારા સંસર્ગમાં આવનાર પણ દુ:ખી થાય છે. તેં તારા સ્નેહની છાયામાં આ અભાગિનીને આશ્રય આપીને તારા દિલની શાંતિ ગુમાવી દીધી છે. જગદીશ્વર તને સુખી અને દીર્ઘાયુ રાખે. હવેથી તું મારે કારણે નકામી દુ:ખી ન થઈશ. નસીબમાં લખ્યું હોય તે કંઈ ઓછું રદ થાય છે? મારા જીવનમાં તો કોણ જાણે કેટલું દુ:ખ લખ્યું હશે? પણ તું શું

કામ દુઃખ વહોરે છે? તું સુખી છે એમ જોઈને ય હું તો થોડું સુખ પામીશ.

"બહેન! આ જીવમાં જ્યાં લગી માયા-મમતાનો અંશ હશે ત્યાં લગી તો તને ભૂલવી અશક્ય છે. જે દા'ડે જીવનની જ આશા જતી કરીશ એ દા'ડે તારી સ્મૃતિ દૂર થશે. પણ આજે તો તારું મોં યાદ આવતાં આ દુનિયા ઉપર ઊલટો પ્રેમ થાય છે; મરવાની ઇચ્છા થતી નથી. માણસ પારાવાર દુઃખમાં પણ કોઈ એક અવલંબન શોધી કાઢી જીવનભર વહ્યે જાય છે. આજે તારો તથા દાદાનો પ્રેમ મારે અને વિમલને માટે તો એકમાત્ર આશરો છે.

"બહેન! તેં તારા જેઠને જે રીતે કાગળ લખવાની સલાહ આપી છે એ મનેય ગમી છે. તારા વિના આજે મારું શુભ ઇચ્છનાર કોણ છે? આટલી સારી સલાહ બીજે ક્યાંથી પામવાની હતી? અને બહેન! ખરેખર, આજે મેં હૃદયમાં આશા ભરી એમને કાગળ લખ્યોય ખરો. ભગવાન જાણે પરિણામ શું આવશે! સાસુ અમને નિરાધાર છોડી ચાલ્યાં ગયાં, દીકરોય ગુમાવ્યો. આટઆટલું થવા છતાં એમણે એક નજર સુદ્ધાં નથી કરી—હવે આશા કેટલી રાખવી? એમના દિલમાં રહેમ ઊગશે? ફરી સ્નેહભરી આંખે આ બાજુ નજર કરશે શું?—ભાઈ, આવી આવી શંકાઓ જીવને કંપાવી જાય છે.

"વિમલ તને પ્રણામ લખાવે છે. તને મળવા પણ એ બહુ આતુર છે; વારંવાર યાદ કર્યા કરે છે.

"તમારા સૌના કુશળસમાચાર લખતી રહેજે. બાળકને પ્યાર અને કાકીમાને પ્રણામ. તારે માટે .... પ્યાર .... એજ.

—તારી દિદિ"

મનોરમાને કાગળ રવાના કરી વિજયા ભવેશને પત્ર લખવા બેઠી. પણ શું લખવું? કંઈ સૂઝયું નહિ. તેનું શરીર આખું વ્યાકુળ થઈ ગયું. હાથ કંપવા લાગ્યા. છાતી ધડકવા લાગી. બે-ત્રણ વાર થોડું લખી લખી ફાડી નાખી આખરે થોડું લખી નાખ્યું—

" શ્રીચરણકમલેષુ—

ઘણો લાંબો સમય થયાં આપના કંઈ જ ખબર નથી, એ બહુ જ ચિંતા થાય છે. કૃપા કરી વચ્ચે વચ્ચે આપના કુશળસમાચ લખી અમને નિશ્ચિંત રાખશો."

" ધીરેનને ગુમાવ્યા પછી હું ને વિમલા અહીં આવ્યાં છીએ ત્યાં રહેવું શક્ય ન હોઇ અહીં આવવું ઠીક ગણ્યું. ધીરેન હતો ત લગી તો ઘર ભર્યું ભર્યું ને ઊજળું હતું. એનો મીઠો કંઠ કેટલો બ આશ્વાસક હતો ! કેટલું હસતો ! કેટલું તોફાન પણ કરતો ! આ દુઃખ જીવનમાં સુખ ભરી દેતો ! પણ ધીરેન તો ચાલ્યો ગયો છે ! આનંદ, એ મીઠાશ, એ સુખ, એનું એ હાસ્ય ને તોફાન—બ એની સાથેસાથે અદૃશ્ય થયું છે. કોણ જાણે પૂર્વજન્મમાં શાં પાપ કર્યાં હશે તે આવી ભયંકર સજા ! આજે તો ચાર મહિના વધારે થયા, પણ ધીરેન તો ઘડીભર પણ ભુલાતો નથી. આપની પા જીવ રેડીને રડવા મળ્યું હોત તોય કદાચ થોડી શાંતિ વળત. હ તો જાણે એમ જ લાગે છે કે મરણ વિના શાંતિ મળવી શક્ય નથ

" આપ શું અમારા ઉપર ગુસ્સે થયા છો ? અમે શું આપને એવો કોઈ અપરાધ કર્યો છે ? અને થયો હોય તોય શું એની મા. શક્ય નથી ? અમે તો સદા આપનાં ક્ષમાપાત્ર છીએ. આખરે ત સ્ત્રી અલ્પબુદ્ધિ છે. ભૂલથી દોષ થઈ ગયો હોય તો ક્ષમા આપો. વિમ તો નિર્દોષ છે. એનું મોં જોઈને જ બધું ભૂલી જાઓ.

" ભાઈ તો ખૂબ જ સ્નેહ રાખે છે. પણ એમના ઉપર ક લગી બોજો લાદવો ?

" આપની તબિયત કેમ છે ? ક્યારે આવીને અમને તે. જશો ?—કૃપા કરી જલદી લખજો. આતુરતાપૂર્વક જવાબની રા જોઉં છું—

આપની દાસી—

વિજયા.

# ૩૩

એક બે માળના મકાનમાં મહેફિલ ચાલે છે. એક વારાંગનાનો હાથ હારમોનિયમ ઉપર ફરી રહ્યો છે. એના કંઠમાંથી—"કપટીને સોંપ્યું છે જીવન !"—નું ગીત નીસરી રહ્યું છે. એ નિપુણ કંઠમાંથી નીકળતું ગીત અત્યંત આહ્લાદક લાગે છે. રસ્તે જતા પથિકો પણ જરા વાર અટકી જઈ સાંભળી લે છે.

ગાયિકાની ઉંમર વીસથી વધારે નથી. દીવાની ઝાગઝમાળમાં એનું રૂપ ઔર દીપી ઊઠ્યું છે. છે તો એ સૌંદર્યમયી : ચંપાની કળી સમી આંગળી હારમોનિયમના પરદા પર ખેલી રહી છે.

એક વાર ગીત ગવાઈ ગયું. અને ફરી પાછો એનો એ આલાપ લેવાય તે પહેલાં એક વ્યક્તિ ઉતાવળે પગલે અંદર દાખલ થઈ. ગાયિકાની નજદીક જઈ તેણે પોતાની બેઠક લીધી. અને મૃદુ કંઠે હસીને પૂછ્યું: " કયા કપટીને સોંપ્યો છે પ્રાણ, વિરાજ ? "

વિરાજ ચમકી ઊઠી. સંગીત થંભી ગયું. ભવેશને જોઈ જરા વિરક્તિપૂર્વક બોલી : " અરે ! મને બી'વડાવી મારી, જરા ધીમે રહી અંદર આવ્યા હોત તો શું બગડી જાત ? "

ભવેશ મુગ્ધ બન્યો છે. તૃષિતની જેમ તે વિરાજનું સૌંદર્ય પી રહ્યો છે. તેના હાવભાવ ઉપરથી જ સ્પષ્ટ જણાઈ આવે છે કે વિરાજે તેને ભૂરકી નાખેલી છે.

વિરાજની પાસેની એક ખુરશીમાં બેઠેલો ભવેશ હસીને બોલ્યો : " અરે, કયા કપટીની વાત કરતી હતી, એ તો કહ્યું નહિ ? "

વિરાજ : બીજા વળી કોની ? તમારી જ તો.

ભવેશ : મારી ? હું કપટી ? અપરાધ કંઈ ?

વિરાજ : જુઓ, વધારે બોલાવવામાં માલ નથી. વાતમાં વાત વધે છે, જાણો છો ને ? બધું બોલવું સારું નહિ.

ભવેશ : ના વિરાજ, કહેવું જ પડશે કે શું કામ મને કપટી કહ્યો ?

વિરાજ : તો ભલે, સાંભળો—આજે તો જાણે હરેન બાબુ મોટા માણસના દીકરા છે; અગાધ ધન–દોલત છે. પણ થોડાં વર્ષો પછી એમની શી દશા થશે એનો ખ્યાલ કરતાં કંપારી છૂટે છે. મારું જે કંઈ છે તે એમને જ માટે છે, એથી તો વારંવાર જીવ દુ:ખથી ભરાઈ ઊઠે છે. તમે લોકો ટોળે વળી અમનચમન ઉડાવી એમને ખુશ કરવા મથો છો. બોલો, તમે કપટી નથી ?

ભવેશ : વાહ રે ! પૈસા છે; જીવ શોખીન છે; ખરચ કરી મજા લૂંટે છે. એમાં ખોટુંય શું છે ? અમે તો એની એ મજાના સહભાગી છીએ. બીજું શું કરીએ છીએ ? પૈસા હોત તો અમેય એમ ખર્ચત."

જવાબમાં વિરાજ કટાક્ષપૂર્વક બોલી : " પણ તમે સંસારી છો; સ્ત્રી–પુત્ર સૌ તમારી રાહ જોઈ ઝૂરે છે. તમે કમાઇને એમને મોકલશો તો એ લોકો જીવશે. પણ તમે તો એમને ભૂલેચૂકેય યાદ કરતા નથી ! તમારા રંગઢંગ ઉપરથી તો નથી દેખાતું કે તમારા દિલથી આ દુનિયામાં કોઈ તમારું પોતાનું માણસ છે. બોલો, તમે કપટી નથી હવે ? "

ભવેશ નીચું જોઈ રહ્યો. વિરાજનો કટાક્ષ સજ્જડ ચોંટી ગયો હતો. થોડીવાર ચૂપ રહી જરા શરમાતો બોલ્યો: " ખરી વાત છે, વિરાજ ! મારે બધું હતું. પણ હોઈને શું ? મારું મન એમાં ગોઠતું ન હતું. સ્વભાવથી જ હું પાપી છું. સમજવા છતાં નથી સમજતો ! તને છોડી બીજા કોઈની કલ્પના જ હું નથી કરી શકતો. બધું ભૂલી જાઉં છું તારી આગળ."

વાત જરા આગળ ચાલી ગઈ છે એમ જોઈ વિરાજે ફેરવવા માંડી. હસીને ભવેશનો હાથ પોતાના હાથમાં લઈ આશ્ચર્ય પામતી હોય એમ બોલી: " અરે, ખરેખાત તમે તો માથે હાથ દઈ બેસી ગયા ! છિઃ એ બધું ભૂલી જાઓ. હું તો ગમ્મત કરતી હતી."

અને આલમારી ઉપરથી તેણે દારૂની બાટલી આણી. તેના અલંકારનો ઝંકાર, મધુરું હાસ્ય તથા હાવભાવ ઉપર ભવેશ મુગ્ધ બની ગયો. જબરજસ્તી તેના હાથમાં દારૂનો ગ્લાસ પકડાવી વિરાજ બોલી: " આટલો પી જા; બધું સારું થઈ જશે."

ભવેશે એક ગ્લાસ ખાલી કરી બીજો માગ્યો: " જરા કૃપા કર." અને વિરાજે ગ્લાસ ભરી દીધો તેવો જ ભવેશે પૂરો કર્યો.

થોડી જ વારમાં ભવેશ સ્ફુર્તિના સાતમા મજલે જઈ પહોંચ્યો. આખી દુનિયા વિરાજમય દેખાવા લાગી. તેના દિલમાં જે કંઈ ઇચ્છા થતી તે તે ચિત્ર તેની કલ્પનાચક્ષુઓ તેની સામે ખડું કરી દેતાં. ભવેશ અતિશય ઉલ્લાસમાં આવી દિલ ખોલી બોલ્યો: " વિરાજ ! બસ, કશું નથી જોઈતું. જોઈએ છે માત્ર સ્ફૂર્તિ, આનંદ, પ્રેમનો દરિયો ! બધા સુખનો હૉજ છે એક—વિરાજ—બસ તું જ."

વિરાજે જોયું કે ઘેન ચઢવા માંડયું છે. મૃદુ હસીને તે બોલી: " અરે હવે બહુ થયું. બહુ પ્રેમ વરસાવ્યો. એથી જ તો કપટી કહું છું."

ભવેશે ડોલતા ધ્રૂજતા હાથે ખિસ્સામાંથી એક સોનાનો અછોડો કાઢી કહ્યું: "વિરાજ ! હું તો ભૂલી ગયો હતો. હરેને તારે માટે આ હાર મોકલ્યો છે. અફલાતૂન ચીજ છે. નવો જ બનાવેલો છે. અરે, પહેરી તો જો. આંખોય સાર્થક થશે. ભારે 'બહાર' ઊઘડશે."

અને ભવેશે પોતે જ એ હાર તેના ગળામાં પહેરાવ્યો. પણ હાર ખિસ્સામાંથી કાઢતી વખતે જ એક પત્ર પણ સાથે સાથે બહાર નીકળી આવી નીચે પડી ગયો હતો. ભવેશને ભાન ન હતું; વિરાજે એ જોઈ લીધો હતો.

ત્યારબાદ સંગીત શરૂ થયું. ભવેશ બરાબર સૂર પુરાવી ન શક્યો. વચ્ચેવચ્ચે તાલભંગ થવા લાગ્યો. વિરાજે ચિડાઈને કહ્યું: "અરે, આજે થયું છે શું? એટલામાં આટલો બધો ચઢી ગયો?"

ભવેશ : વિરાજ ! આજે મનને જરાય ગોઠતું નથી. કોણ જાણે સવારથી એવું થયું છે. જીવ જાણે ધબકારા મારે છે.

વિરાજ: તો રહેવા દો ગાવાનું; ઊંઘી જાવ; જરા આરામ કરો.

ભવેશ સૂઈ ગયો. થોડી વારે પડખું બદલ્યું ને પછી ઘસઘસાટ ઊંઘી ગયો. વિરાજે સંગીત બંધ કરી ભવેશના ખિસ્સામાંથી પડી ગયેલો પેલો પત્ર વાંચવા માંડ્યો. એ હતો વિજયાનો પત્ર.

વિજયાએ એ કરુણાપૂર્ણ પત્ર ફરી ફરી વાંચ્યો. કોણ જાણે એમાં એવું તે શું જાદુ હતું કે આ વારાંગનાનું દિલ પણ દ્રવી રહ્યું હતું ! તેણે લાંબો નિસાસો નાખ્યો. વીજળીની જેમ તેની આંખો ફરી ફરી એ અક્ષરો ભણી ખેંચાતી હતી. પત્રની નીચે અસ્પષ્ટ અક્ષરે લખેલું હતું—'આપની દાસી વિજયા.'

આ અક્ષરો વિરાજની આંખો સામે ધીમે ધીમે એક મૂર્તિ ખડી કરી રહ્યા હતા—એક રૂપવાન પણ દીનહીન રમણીની. એ રમણી જાણે થોડી વાર ભવેશ ભણી જોતી ઊભી રહી અને પછી તેની કાતર દૃષ્ટિ વિરાજ તરફ વળી. વિરાજને લાગ્યું કે જાણે એ નારી તેનું ગુમાવેલું

ધન પરત માગી રહી છે અને તેણે તરત કંપિતદેહે એ પત્ર ટેબલ ઉપર નાખી દીધો.

ઊંઘતા ભવેશ પ્રત્યે ઘૃણાપૂર્વક નજર કરી તે મનમાં ને મનમાં બોલી : "હવે સમજાય છે કે કેમ આજે તમને ચેન પડતું નથી. અદ્ભુત છે તમારું ચરિત્ર ! તમારું દિલ પથ્થરનું ઘડેલું છે. ક્યાંય રજમાત્ર દયા–માયા નથી ! નિરપરાધ કુટુંબનું આવું સત્યાનાશ વાળી આપ નિરાંતે ઊંઘો છો ? સતી સ્ત્રી ને કુંવારી પુત્રી—જેમના તમે જ એકમાત્ર આધાર છો, એમની જ સાથે આટલી નિષ્ઠુરતા ! ધિક્કાર છે ભવેશ ! તમારો તે વળી ભરોસો ? એક–બે નહિ, અનેકનું તમે સત્યાનાશ વાળ્યું છે. એક દા'ડો મનેય રસ્તે રખડાવશો જ. પણ ખબરદાર, હું વિજયા નથી. જે થોડા દા'ડા હાથમાં પૈસા લઇને આવો છો ત્યાં લગી જ આ લાલપાલ છે; પછી તો ઓટલો ચઢવા પણ નહિ મળે. મૂર્ખ ! તમે મારા કોઈ નથી. હરેન પણ મારો કોઈ નથી. પૈસાની ખાતર તમારી બધી ચાવળાઈ સહી લઉં છું, નહિ તો ખરી રીતે તો તમે છો આંખની કણી સમા. હરેનના સર્વનાશને બહુ વાર નથી. તમારાં પાપ પણ સોળે કળાએ પૂરાં થવા આવ્યાં છે. ભલે થોડા દિ' આરામમાં ઊંઘી લ્યો."

ભવેશે સ્વપ્નમાં જ એકદમ ચીસ પાડી: "વિરાજ ! ઘોર અંધારું છે ! અરે, મને છોડી તું ક્યાં ચાલી ?"

હતભાગી ભયંકર સ્વપ્ન જોઇ રહ્યો હતો–જાણે એક ઘનઘોર જંગલમાં રસ્તો ગુમાવી દઈ એ અને વિરાજ આમતેમ આથડી રહ્યાં છે, એવામાં વિરાજ ક્યાંક ગૂમ થઈ ગઇ છે.

ભવેશની આ ચીસ સાંભળી વિરાજને રોમાંચ થયો, પરંતુ બીજી જ ક્ષણે ઢોંગભરી આંખોએ અને મૃદુ કંઠે તે બોલી : "બીક શી છે ! નિરાંતે ઊંઘો; હજી તો વાર છે."

## ૩૪

દુર્ગોત્સવ આવી પહોંચ્યો છે. હિન્દુ સંતાનો શોકદુઃખને ભૂલી મહામાયાને ચરણે પુષ્પાંજલિ અર્પવા ઉત્સુક છે. પ્રવાસીઓ મહાઉલ્લાસપૂર્વક ઘેર પાછા ફર્યા છે. લાંબા વિયોગને અંતે પ્રિયજનોના મિલનથી આજે તેમના પ્રાણ સુખથી મત્ત બન્યા છે. બાલક-બાલિકા, યુવક-યુવતી, જુવાન-વૃદ્ધ સૌના પ્રાણ આનંદથી ઊછળી રહ્યા છે : જાણે સૌની વરસભરની આરત આજે પૂરી થવાની ન હોય ! સમસ્ત બંગાળમાં આજે કેવો પરમ દિવસ છે !

પરંતુ સાચેસાચ શું દરેક ઘરમાં સુખ-સમારંભ ચાલે છે ? દુઃખે શું બંગભૂમિમાંથી બિલકુલ દેશવટો લીધો છે ? એવો તો એક પણ દિવસ નજરે નથી પડતો કે જ્યારે કોઈ ને કોઈ કુટુંબમાં હાહાકાર ન મચ્યો હોય—જ્યારે દસ કુટુંબો સુખની ગોદમાં સૂતાં હોય તે જ સમયે કંઈ નહિ તો એક કુટુંબ તો દુઃખનીરમાં ડૂબી રહ્યું જ હોય છે. સંસારનો આ જ તો ચિરંતન નિયમ છે. આજે શું આ નિયમ ફૂલ થયો હશે ?

ના. આ જુઓ, સ્વામીહીન નારી નવા જન્મેલા બાળકને છાતીએ

લઈ કેવો મર્મભેદી વિલાપ કરી રહી છે! એને શાંતિ ક્યાં છે? અનાથિની એક વાર બાળક તરફ જુએ છે અને પછી શૂન્ય સંસાર તરફ નજર નાખે છે. બીજી જ ક્ષણે ઉત્સવનો કોલાહલ સાંભળી આંસુ સારવા માંડે છે. આ આનંદોત્સવને દિવસે બાલવિધવાનું દુઃખ ભયંકર બની ઊઠયું છે. સંસાર એની આગળ શ્મશાનસમો છે. અને ઉત્સવકંઠ એને પિશાચના કોલાહલ જેવો લાગે છે. પેલી બાજુ જરા નજર તો કરો. યુવાન પત્નીનો એકમાત્ર આશ્રયરૂપ હૃષ્ટપુષ્ટ કમાતો ધમાતો યુવક કાળના કઠોર જડબામાં આજે પોઢેલો છે. એ દૃશ્યે શરીર કંપી ઊઠે છે. મનમાં થઈ આવે છે કે સુખ કેવળ ઝાંઝવાનાં જળ સમું જ છે.

છઠને દિવસે બપોરે હરિચરણ સગાં–સ્નેહીઓને મળી ઘેર પાછો ફરતો હતો. ભવેશનું શૂન્ય ઘર તેની નજરે ચઢયું. ગયે વર્ષ આ વખતે તો એ ઘર કેવું સજીવ હતું! એક બાળક કેટલો ઉત્સાહ ને ઉલ્લાસપૂર્વક રમતો હતો! એ વૃદ્ધા આ હતભાગી કુટુંબનું કેવા જતનપૂર્વક પાલન કરતી હતી! એક બાલિકાનું ગુલાબકળી સમું મુખ ઘરની રમણીયતા વધારી દેતું હતું. અને એક લક્ષ્મીરૂપિણી સાધ્વી નારીની ચરણરજ વડે એ ઘર પવિત્ર હતું. એક વરસ થતાં ન થતાંમાં તો બાલક અને વૃદ્ધા આ સંસારનો ત્યાગ કરી ગયાં છે. બાલિકા અને રમણી સ્થાનાંતર કરી ગયાં છે. કેવું ભયંકર પરિવર્તન!

હરિચરણ સ્થિર દૃષ્ટિએ આ શૂન્ય ઘર તરફ નજર કરી આ બધું વિસારી રહ્યો હતો. ગૃહનું જીવંત ચિત્ર તેના માનસપટ ઉપર ફૂટી ઊઠયું: કાકા, વિમલા, ધીરેન, ઘૂમટો તાણેલી વિજયા – હાય રે! ક્યાં છે એ શાંત, નિષ્પાપ, મમતામયી જીવનરેખાઓ! એમને જોતાં જીવને કેટલી શાંતિ થતી હતી! એમનું અકૃત્રિમ સૌહાર્દ જોઈ આ સંસારસુખનું ધામ હોય એમ લાગતું હતું. આજે એમના અભાવે હરિચરણ તથા મનોરમાનું જીવન પણ અપૂર્ણ જેવું બની ગયું છે. હરિચરણ હૃદયનો આવેગ રોકી શક્યો નહિ. તેની આંખોમાં ઝળઝળિયાં આવી ગય.

સાંજ પડી ગઈ છે. રમણીઓએ ગૃહદીપ પેટાવી શંખધ્વનિ કર્યો. ઘેર જઈ હરિચરણે પીડિત ચિત્તને બીજે ક્યાંક રોકવા હાથમાં પુસ્તક લીધું. મનોરમા રસોડામાં રસોઈ કરી રહી હતી. અંબિકા પડોશમાં પૂજા હોઈ ત્યાં ગઈ હતી. ઘેર આવતાં મોડું થવાનો સંભવ હોઈ ખગેનને ખબર ન પડે એમ એ ચાલી ગઈ હતી. કેમ કે એ જાણુત તો તેને એકલીને જવા જ ન દેત.

ખગેન માતાની પાસે બેસી રસોઈ તરફ લોલુપ ભાવે જોઈ રહ્યો હતો. એની આંખો ઘડીમાં માતા તરફ તો ઘડીમાં રસોઈ તરફ ફરતી. દીકરાની આ અધિરાઈ જોઈ મનોરમાથી હસ્યા વિના ન રહેવાયું. એટલામાં હરિચરણે બૂમ મારી: "ખગેન! ઓ ખગેન! જરા આવ તો."

બાળકનું મન ખાવામાં એટલું તો પરોવાઈ ગયું હતું કે એણે બૂમ ન સાંભળી.

મનોરમા બોલી: "અરે, તને બોલાવે છે, સંભળાતું નથી?"

ખગેને મોટેથી જવાબ આપ્યો: "હું તો માની પાસે બેઠો છું. ભૂખ બહુ લાગી છે. હમણાં નહિ, પછી આવીશ."

હરિચરણ અને મનોરમા આ જવાબ સાંભળીને હસવા લાગ્યાં.

હરિચરણે ફરી પ્રેમપૂર્વક બોલાવ્યો:

"આવ તો બાબા અહીં, ડાહ્યો તો; જો તો ખરો, હું કેવાં કેવાં રમકડાં લાવ્યો છું."

આ વખત મનોરમાએ ખગેનને શીખવ્યું: "કહે કે નથી આવતો. મા એકલી છે તે એને બીક લાગે છે."

પણ બાળક રમકડાંનો લોભ જતો ન કરી શક્યો. "માને

બીક લાગે છે—એકલી રહેવા ના કહે છે—" બોલતો બોલતો બાપ પાસે દોડી ગયો. મનોરમા હસી ઊઠી.

રાતના આઠ થયા. ખગેન જમીને ઊંઘવા માટે ઉતાવળ કરવા લાગ્યો. મનોરમાએ સૂવાના ખંડમાં હરિચરણ માટે ભોજન આણ્યું. અને પોતે ગોદમાં ખગેનને લઈ થાબડતી સામે બેઠી.

હરિચરણ: અરે, ત્યારની આ બધું બનાવવામાં પડી હતી?

મનોરમા હસીને બોલી: "મને તો બીક છે કે આજે તમને ભાવશે જ નહિ. રાંધતાં તો આવડતું નથી. પણ મારે જ હાથે રાંધીને તમને ખવડાવવાનો ભાવ તો થાય છે જેવું થયું હોય એવું—નિંદા કર્યા વિના જમી લો."

હરિચરણ: તું નહિ માને, પણ સાચું કહું છું કે આટલું સુંદર જમણ કેટલાય વખતે ખાઉં છું. માએ પોતે શીખવ્યું છે! ના કેમ આવડે?

મનોરમા હર્ષ અને લજ્જાપૂર્વક સ્વામીના મુખ ભણી જોઈ રહી: "મશ્કરી કરવા માંડી?"

હરિચરણ: મેં તો પહેલાંથી જ કહ્યું હતું કે તું વિશ્વાસ નહિ કરે.

મનોરમા: કાલે પલાશપુર દિદિને ભેટ મોકલવી પડશે. આજે છઠ થઈ. કાલે તો મોકલવી જ રહી.

હરિચરણ: કપડાં વગેરે તો બધું ખરીદ્યું છે ને આપણે? બીજું શું—પાંચેક રૂપિયાના સંદેશ મોકલશું? કેમ?

મનોરમા—નહિ તો બીજું શું? ગમે તેટલું મોકલ્યે કંઈ ઓછી આપણને તૃપ્તિ થવાની હતી? કોણ જાણે કેટલાક દિવસથી એમને યાદ કરતાં કંઈ કંઈ થાય છે મનમાં. જો તમને વાંધો ના હોય તો પૂજા પછી બે દા'ડા પલાશપુર જઈ આવું.

હરિચરણ: ભલે તો, જઈ આવજે.

દિદિની વાત નીકળતાં મનોરમાની આંખો ભરાઈ આવી. તેણે આંખો લૂછી લાંબો નિસાસો નાખી કહ્યું : "ઓહ! આજે પૂજાને દા'ડે ય દિદિ તો બિચારાં કેટલું દુઃખ ભોગવતાં હશે! એમનો તો આખો સંસાર બળીને ખાખ થઈ ગયો છે."

અને થોડી વાર રહી તેણે પૂછ્યું : "જેઠજીના શા ખબર છે?"

હરિચરણ : એ તો મારી સાથે હમણાંનો નથી રહેતો. કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો છે! સાંભળ્યું છે કે એક પૈસાદારના છોકરાની સાથે રખડે છે. આજકાલ એ છોકરાને ત્યાં બધા ધંધા ચાલતા લાગે છે. કેવું અધઃપતન! તારા બાપુએ તો ભવેશની નોકરી ચાલુ રાખવા કેટકેટલું કર્યું હતું! પણ એ ઑફિસે જાય ત્યારે ને! દસ પંદર દા'ડા લાગલાગટ ન ગયો ને નોકરી ગુમાવી.

મનોરમા : હવે કંઈ રસ્તો રહ્યો લાગતો નથી!

અંબિકા આવી. મનોરમાએ એના ખોળામાં ખગેનને આપ્યો.

મનોરમાના ખોળામાં સૂતેલો ખગેન હજી ઊંઘી ગયો ન હતો. તે બોલી ઊઠ્યો : "ઠાકુ મા! તું ક્યાં ગઈ'તી? મને કેમ લઈ ગઈ નો'તી?" એમ બોલી રડવા લાગ્યો.

દાદીએ એને લાડપૂર્વક સમજાવી શાંત કર્યો. અને કાલે દર્શને લઈ જવાનું વચન આપ્યું.

મનોરમાને જમવા બેસાડી અંબિકા પુત્રની સાથે વાતે વળગી.

# ૩૫

પૂજાનો ઉત્સવ પૂરો થયો. ત્રણ દિવસના આનંદ-ઉત્સવ બાદ બંગગૃહ કેવું શૂન્ય બની ગયું પાછું! કોણ જાણે શાથી પણ આ શૂન્યતા જોઈ જીવ રડી ઊઠે છે. વિસર્જનનો કરુણધ્વનિ પ્રાણને હુતાશનની ઝડીઓ વડે કેવો ભરી રહ્યો છે! સંસારના શોક-તાપનો બોજો જગતજનનીને ચરણે રાખીને માનવી ત્રણ દિવસ પોતાની જાતને ભૂલી ગયો હતો. પરંતુ માતાને વિસર્જન આપવાની સાથે જ એ બોજો પાછો ખભે આવી બમણી યાતના દઈ રહ્યો છે.

દશમીની સંધ્યાએ હિરણ્મયીએ દારુણ મનોદુઃખમાં પારવાર આંસુ વહાવ્યાં. જે ઘરમાં પૂજા થતાં આખા શહેરનાં લોક ભેગાં થતાં ત્યાં આજે બે વરસથી માતાની પ્રતિષ્ઠા જ થતી નથી. એ ભવન આજે અંધકારમય, અશાંતિમય, નિરાનન્દ બની ગયું છે. દાસદાસી, મહેતાજી વગેરેએ એકેએક આવીને ગૃહિણીને યથાવિધિ પ્રણામ કર્યા. હિરણ્મયીએ શોકભર્યા ઉચ્છ્વાસપૂર્વક કોઈને આશીર્વાદ તો કોઈને પ્રણામ કરી વસ્ત્ર-મુદ્રા-મિષ્ટાન્નની ભેટ આપી વિદાય કર્યા.

ખંડમાં સ્વર્ગસ્થ મહાપુરુષ શિવનાથનું તૈલચિત્ર હતું. હિરણ્મયીએ જોયું કે એ ચિત્ર વિષાદભર્યા મુખે તેની તરફ ટગી રહ્યું છે. તેણે એ મૂર્તિની આગળ ઢીંચણે પડી બે હાથે આંખો દબાવી રુદન કર્યું.

રાધા અંદર દાખલ થઈ. હિરણ્મયીએ તેને કહ્યું: "રાધા! હવે હું અહીં રહેવા નથી ઇચ્છતી. આ જો, સસરાજીનું મુખ કેવું રડું રડું થઈ મારી તરફ જોઈ રહ્યું છે! તેમની કીર્તિ, તેમનું સત્કાર્ય, તમામનો લોપ થયો છે, એમ જાણી તેમને સ્વર્ગમાં પણ આરામ–શાંતિ નથી. રાધા, અહીં તો હું ગાંડી બની જઈશ. મારા સમ, જલદી મને બાપુજીને ત્યાં લઈ ચાલ."

રાધા: મા, કાગળ પણ આવી ગયો છે. પરમ દા'ડે સવારે એ લોકો આવી તમને લઈ જશે. આ લ્યો કાગળ.

હિરણ્મયીએ માતાનો પત્ર વાંચ્યો. અને નિઃશ્વાસ નાખી બોલી: "પરમ દહાડે? ઓહ! ત્યાં લગી જીવાશે શું?"

રાધા: "એ શું બોલ્યાં, દિદિ?"

હિરણ્મયી હસી પડી. એ હાસ્ય જોઈને રાધા વધુ ચમકી.

હિરણ્મયી બોલી: "સાચે જ રાધા, મારા જીવને કંઈનું કંઈ થઈ રહ્યું છે. કોણ જાણે કોઈની સાથે મેળાપ નહિ થાય!"

રાધા મૂંગી રહી.

અંદર અંદર વાત ફેલાતાં સૌ દાસદાસી ભારે ચિંતામાં પડી ગયાં. હિરણ્મયી એ સૌની અન્નપૂર્ણા માતા સમી હતી. એ ચાલી જશે, એ વિચારે સૌ દુઃખી હતાં.

બીજે દિવસે હરેન્દ્રને કાને વાત પહોંચી. દિલનો ઉમળકો દબાવી ન શકતાં તે બોલી ઊઠ્યો: "હાશ! નિરાંત થઈ."

એ જ દિવસે બપોરે ત્રણેક વાગે બહારના ખંડમાં ભવેશ અને

હરેન્દ્ર કંઈક ગભીર મંત્રણામાં પડેલા હતા. બરાબર ઢીંચીને દિલ્લગીથી વાત કરી રહ્યા હતા.

હરેન્દ્ર બોલ્યો: "જો, પછી આઘું પાછું ન થાય."

ભવેશ: અરે, ફિકર ના કર. શર્માનો હાથ જેમાં હોય એ કદી બગડે નહિ. પાંચ પહેલાં તો બધા આવી જશે. છ વાગે આપણે રવાના. પણ થોકડી તૈયાર રાખવી પડશે.

હરેન્દ્ર: એ તો છે જ તો; બીજી બાજુ કેમ છે એની વાત કર. હું તો તારા ઉપર બધું છોડી દઈ નિરાંતે બેઠો છું. કંઈ આડું અવળું થાય તો તારે માથે.

ભવેશ: અરે, કુછ પરવા નહિ. ઈન્દ્રપુરી બનાવી દીધી છે. ઠાઠમાઠ તો જોજે તું! ખાવાપીવાની પણ કાંઈ કમી નથી રાખી બાબા, કશી ત્રુટી નહિ રહે.

હરેન્દ્ર: વિરાજ આવશે તો નક્કી ને? વચમાં વચમાં એ રિસાઈ બેસે છે, એટલે બીક લાગે છે. વિરાજ ના આવો તો આ મિજલસ ધૂળ બનવાની.

ભવેશ: પાગલ! એ ના આવવાની હોય તો કોને માટે આ બધું? પણ આજે એના ગળામાં એક કિંમતી હાર પડવો જોઈએ, નહિ તો, રિસાઈ જશે. મને કહેતી હતી કે બધાની વચમાં મને બોલાવે તો છે, પણ જોજો પછી, હરેન બાબુને પોતાને જ નીચું જોવાનું ન થાય. વાત તો ખરી છે. એનું માન તો રાખવું જ રહ્યું.

હરેન્દ્ર થોડી વાર વિચાર કરી બોલ્યો: "અત્યારે તો કંઈ સૂઝતું નથી. અને વખત પણ ક્યાં છે? એને કહેજે કે આવતી ફેરે એની ઇચ્છા પૂરી કરીશ.

ભવેશ: અરે, એમ તે કંઈ થતું હશે? આ વખતે માન કોણ

રાખશે ? જો હું રસ્તો બતાવું છું. તારી વહુના ગળામાં હાર છે એ મેળવી લાવ.

હરેન્દ્રઃ એ તો કાલે સવારે જ બાપને ત્યાં જાય છે.

ભવેશઃ તો તો જલદી કર, હમણાં જ જા; માગી લાવ.

હરેન્દ્રઃ અરે, એ તો ભારે મિજાજી છે. મારી તો હિંમત નથી થતી એની સામે જવાની. શી રીતે માગું, કહે જોઉં ? અને ના પાડે તો ?

ભવેશઃ અરે, મીઠું મીઠું બોલજે. કહેજે કે એવો જ એક બીજો હાર તૈયાર કરાવવો છે. અને છેવટે તો ઝૂંટવી લેવાનો રસ્તો છે જ તો. જો, હું વિરાજને બોલાવવા જાઉં છું. હવે વખતેય નથી.

અને ભવેશ ચાલતો થયો.

૩૬

ચાર વાગ્યા છે. હિરણ્મયી ખાટમાં પડી પડી પાન ચાવે છે. એનું મુખ વિષાદથી છવાયેલું છે. રાધા હિરણ્મયીના વસ્ત્રાલંકાર તૈયાર કરવામાં પડી છે. તેના કપાળમાં થાકનું સૂચન કરતાં પ્રસ્વેદ-બિન્દુઓ જામેલાં છે. એક દાસીએ આવી ખબર આપી: "મા, બાબુ મળવા આવે છે."

હિરણ્મયી ચોંકી બેઠી થઇ ગઈ. રાધા ઘરેણાંની પેટી બંધ કરવા જતી હતી, પણ હાથમાંથી ચાવી સરકી પડી. તે હસીને બોલી: "દિદિ! આજે કંઇ ભારે મહેરબાની ઊતરી લાગે છે! મને લાગે છે કે તમે જાઓ છો એ એમને ગમતું નથી."

હિરણ્મયી: અરે, ના રે ના. કંઈક બીજું જ હશે. મને તો જરૂર શંકા જાય છે. છાતીની અંદર ધડધડ થાય છે.

તરત જ બહાર પગલાં સંભળાયાં. હરેન્દ્રે અંદર રાધા તરફ દૃષ્ટિ નાખી લીધી અને પછી એની દૃષ્ટિ ઘરેણાંની પેટી ઉપર ઠરી ગઈ. હિરણ્મયી મંત્રમુગ્ધની જેમ સ્વામી તરફ જોઈ રહી.

હરેન્દ્રે હસીને પૂછ્યું: "કેમ કંઈ ભારે તૈયારીઓ ચાલી રહી છે? હાસ્તો, જાય જ ને! એક ને એક ઠેકાણે રહેતાં કંટાળો તો આવે જ ને! કેમ રાધા, તું ય જાય છે ને? કપડાં બપડાં બરાબર તૈયાર કરી લીધાં કે નહિ? જાણે સમૂળગા અમને ભૂલી જવાનાં હો એમ લાગે છે."

હિરણ્મયીની આંખોમાં આંસુ આવ્યાં, હૃદય ઊછળી રહ્યું. ધીરે ધીરે તે બોલી: "કાલથી અમે આપના રસ્તામાં કાંટાની જેમ નહિ પડ્યાં હોઈએ. સુખેથી રહેજો. ફરમાવો, શાથી અત્યારે આવવું થયું?"

હરેન્દ્રે ભોંઠા પડી જવાબ આપ્યો: "ના......આ તો, તમે જાઓ છો એથી મળી લેવા આવ્યો. બીજું એ ય પૂછવા આવ્યો હતો કે લગન વખતે બાપુએ આપેલો મોતીનો હાર સાથે લઈ જાવ છો કે શું?"

હિરણ્મયી: હા, કેમ?

હરેન્દ્ર: થોડા દા'ડા માટે એની જરૂર હતી. બીજો એવો જ એક તૈયાર કરાવવો હતો. થોડા દા'ડા મૂકી ન જાવ?

હિરણ્મયી સમજી ગઈ કે હરેન્દ્ર છેતરપિંડી કરી રહ્યો હતો, પણ એનો ખાસ શો હેતુ હતો? બરાબર સમજ પડી નહિ. તેણે પૂછ્યું: "કોને માટે બીજો હાર તૈયાર કરાવવો છે?"

હરેન્દ્ર: બીજું કોણ? તારે જ માટે એક જ હાર તે કંઈ બસ છે? આપણા કુટુંબને છાજે એવી—

હિરણ્મયી: મારે હવે એવા માનપાનની જરૂર નથી. છે એ જ એક હાર બહુ છે.

હરેન્દ્ર: એ તો હું મશ્કરી કરતો હતો. ખરી વાત તો એમ છે કે મારા એક મિત્રની પત્નીને એની જરૂર પડી છે. આજે જ જોઈએ છે, એને ક્યાંક આમંત્રણમાં જવાનું છે.

હિરણ્મયીએ દઢતા પૂર્વક જવાબ આપ્યો : "મિત્રની પત્ની માટે જોઈએ છે? આ હાર ના પહેરે તો શું એનું માન–અભિમાન જળવાય એમ નથી? ના, કોઈને હું હાર આપવા તૈયાર નથી."

જૂઠું બોલીને હરેન્દ્ર પોતાની જાળમાં પોતે જ ફસાયો હતો. છેવટે એણે નફફટ બની ક્રોધપૂર્વક બોલવા માંડ્યું : "અમસ્થી ધાંધલ શું કામ કરાવે છે? કહ્યું તે સાંભળ્યું નહિ કે આજે હારની જરૂર છે? સીધી વાત સાંભળવામાં નથી આવતી કેમ? કહું છું કે સીધેસીધી આપી દે."

હિરણ્મયી ભયંકર આઘાત પામી રડી પડી. રાધાને સંબોધી કહ્યું: "આપી દે એ હાર, ને ઘરેણાં તથા કપડાંલત્તાં પણ કાઢી આપ એમને. મારે કશું સાથે નથી લેવું."

રાધા તો બિલકુલ જડસડ બની ગઈ હતી. હિરણ્મયીની આંખો જોઈ તે ભાનમાં આવી અને તેણે એકદમ કપડાં–ઘરેણાં બહાર કાઢવા માંડ્યાં. હરેન્દ્રે આનંદમાં આવી હાર લઈ લીધો અને હિરણ્મયીને કહ્યું : "આ બીજું બધું તારે જોઈએ તો લઈ જજે. મારે મારું કામ પતી ગયું છે."

હરેન્દ્ર ચાલ્યો ગયો. હિરણ્મયી બધું એમ ને એમ પડ્યું રહેવા દઈ પડી રહી. એનું શરીર કંપી રહ્યું હતું. રાધા રડવા લાગી. હિરણ્મયી બોલી : "અરે, માને ખબર આપી દે કે મારાથી નહિ અવાય. ભગવાને મારા નસીબમાં શાંતિ લખી જ નથી."

પાંચ વાગ્યા. પશ્ચિમ તરફની એક બારીએ હિરણ્મયી બેઠી છે. એનાં કપડાં ને વાળ વીખરાયલા છે. આંખો રડી રડી લાલ થઈ ગઈ છે. રાધા પગ આગળ બેસી તેને આશ્વાસન આપી રહી છે. હિરણ્મયી નિસ્પંદનેત્રે આકાશ તરફ જોઈ રહી છે.

જોતજોતામાં પશ્ચિમ દિશામાં એક કાળું વાદળું દોડી આવ્યું. ધીમે ધીમે તેણે સૂર્યનેય ઢાંકી દીધો. પવનનું જોસ વધવા લાગ્યું. પક્ષીઓ કલરવ કરતાં દોડવા લાગ્યાં. વાવાઝોડાની તૈયારી થઈ રહી હતી.

રાધા આ દુર્નિમિત્ત જોઈ બોલી: "દિદિ, વંટોળ જામ્યો છે. અંદર આવો. ચાલો નાહી લ્યો; વાળ ગૂંથી દઉં. નકામું લોહી શું કામ બાળો છો? આ કંઈ આજે નવું નથી. કાલથી કશું જ ભોગવવું નહિ રહે."

બાજુના મોટા રસ્તા ઉપરથી મજૂરો અને ફેરિયાઓ બોજો ઉઠાવી ઉઠાવી ફરતા હતા. કોઈ ગાતું હતું તો કોઈ હસતું ને કોઈ કામ પતાવી ઘર તરફ જતું હતું. ઘેર જઈ બાળકોને સ્નેહભરપૂર ચૂમીઓ કરી જે કાંઈ કમાણી થઈ હતી તે પત્નીને આપી દેતા. હિરણ્મયી આ ગરીબોના સુખનો વિચાર કરી એક લાંબો નિસાસો નાખી બોલી: "રાધા, પેલાં મજૂરિયાંને ઘેર જન્મી હોત તોય સુખી થાત. આ ધનિકને ઘેર શું સુખ છે? ભગવાનને કહું છું કે બીજી વાર મજૂરને ઘેર જ જન્મ આપજે."

હિરણ્મયી મૂંગી મૂંગી ગરીબ દંપતિનાં સુખની કલ્પના કરી રહી.

રાધાએ ફરી કહ્યું: "દિદિ, અંદર આવો."

હિરણ્મયી: "જરા બેસી લેવા દે, પછી આવું છું. કાળાં કાળાં વાદળાં કેવાં મઝાનાં લાગે છે!"

એ જ વખતે એક ઝડપથી પસાર થતું યુગ્મ તેની નજરે પડ્યું, એ કેવી હાસ્યની છોળો ઉડાવી રહ્યાં હતાં! એટલામાં એક ગાડી સામે આવી ઊભી. એમાં હતાં પાંચ જણ—હરેન્દ્ર, ભવેશ, વિરાજ અને તેની બે સહિયરો. એક બાજુ બેઠાં હતાં વિરાજ અને હરેન્દ્ર, સામી બાજુએ બે સહિયરોની વચ્ચે બેઠો હતો ભવેશ. હિરણ્મયી અને રાધા એમની નજરે ચઢતાં જ હરેન્દ્રે વિજયાના કાનમાં કંઈક કહ્યું.

વિરાજે ઉલ્લાસપૂર્વક હિરણ્મયી તરફ નજર નાખી હસીને મોં ફેરવી લીધું અને આશ્ચર્યપૂર્વક હિરણ્મયીએ જોયું તો પેલો મુક્તાહાર એના કંઠમાં ચમકતો હતો. અને ક્ષણવારમાં ગાડી નજર બહાર ચાલી ગઈ.

"રાધા ! રાધા ! આ તો નથી સહેવાતું." બોલતી ક્રોધ અને ઘૃણાથી બળતી ઝળતી હિરણ્મયીએ જમીન ઉપર પડતું મૂક્યું. અને કોપેલી વાઘણની જેમ ઊભી થવા મથતી બોલી : "જોયું કે? પેલો હાર કોને ગળે હતો? મિત્રની પત્ની!-એક વેશ્યા!! ઉફ્! શયતાન પણ આટલી ચાલાકી નહિ કરતો હોય. તું જોજે, જોજે, પાપનો હવે ઘડો ભરાઈ ગયો છે. નક્કી ફૂટશે, ફૂટશે જ. તું જોજે, કોઈ બાકી નહિ રહે...."

હિરણ્મયી ઉન્માદિની બની ગઈ હતી.

ભારે જોરથી વંટોળ વાવા લાગ્યો. બારીબારણાં ફડાફડ અથડાવા લાગ્યાં. ગગનવ્યાપી મેઘની અંધકારછાયા ધરતીને કાલિમાથી છાઈ રહી. પ્રકૃતિની એ પ્રલયમૂર્તિ જોઈ ધરતી પણ જાણે ચોંકી ગઈ. પ્રાણીમાત્ર ભયકંપિત હતાં, ઉદ્વિગ્ન હતાં.

રાધા હિરણ્મયીને એના શયનખંડમાં લઈ ગઈ. પવનના જબરજસ્ત ઝપાટામાં દીવાલ ઉપરનું શિવનાથનું ચિત્ર નીચે તૂટી પડ્યું ને આખા ખંડમાં કાચના ટુકડા વેરાઈ ગયા.

હિરણ્મયી એકદમ ચોંકી ઊઠી. અને પાગલની જેમ હસીને બોલી: "આ જો. મારી વાત ખોટી હોય તો."

રાધા આંસુ લૂછતી લૂછતી બોલી: "દિદિ, ચાલો અત્યારે જ ચાલ્યાં જઈએ. ગાડી મંગાવરાવું?"

હિરણ્મયી : હવે કોની બીકે જવાનું? અહીંથી મને કાઢવાની કોની હિંમત છે?

રાધા હતાશ બની. હિરણ્મયીને શાંત પાડવી તેની શક્તિ બહારની વાત જણાઈ.

મધ્યરાત્રિએ હરેન્દ્રની હવેલી સાથે તુમુલ ઝંઝાવાત યુદ્ધ ખેલી રહ્યોઃ જાણે હજાર હજાર ફણાએ વડે ધસતો હતો, પિશાચની જેમ ચીસો પાડતો હતો. વચમાં વચમાં ઠંડી કાતિલ ઝડી આવી જતી હતી. આખી દુનિયાને ડુબાડી દે એવો ઘોર મંચ મંડાયો હતો. એ સમયે આ ચેતનસૃષ્ટિમાં એ જ હવેલીના એક ખંડના એક અંધારે ખૂણે એક અત્યંત કરુણ ઘટના બની ગઈ. ક્ષોભ ઘૃણા અને નિરાશામાં ડૂબેલી હતભાગિની હિરણ્યમયીએ આત્મહત્યા કરી દુઃખી જીવનનો અંત આણ્યો.

૩૭

ભયંકર તોફાન ચાલે છે. એક પાછળ બીજો મેઘ તાંડવ મચાવી રહ્યો છે. એક તો અમાસ છે, એમાં વળી કાળાં વાદળાંઓએ ગગનને છાવરી લીધું છે. અંધકાર બિહામણો બની ઊભો છે. તીવ્ર વીજળી ચમકારા મારે છે. ઝંઝાવાતમાં વૃક્ષો ગાંડાં બની હીંચી રહ્યાં છે અને વાંસવૃક્ષો અંદર અંદર અથડાઈ રૂવાં ખડાં કરી દે એવો ભય અંતરમાં પ્રગટાવે છે.

આવે સમયે પલાશપુરને માર્ગે એક વ્યક્તિ ઉતાવળે પગલે જઈ રહી છે. હજી મધરાત જામી નથી. વીજળીના ચમકારા વટેમાર્ગુને રસ્તો ચિંધી જતા હતા. વટેમાર્ગુ જાણે જીવ હાથમાં લઈ ધપી રહ્યો છે. ક્યાંય માનવીનો પગસંચાર કે શબ્દસંચાર નથી. પરંતુ આ ભીષણતા વટેમાર્ગુને જરાય વિચલિત કરી શકતી નથી, કેમકે આનાથી પણ વધુ ભીષણ તોફાન તેના અંતરમાં મંડાઈ રહ્યું છે.

તેણે ગામમાં પ્રવેશ કર્યો. વીજળીના પ્રકાશમાં પુરાણું મંદિર દૃષ્ટિગોચર થતાં જ તેણે હાથ જોડચા: " મા ! વિજયાએ એવો તે શો અપરાધ કર્યો છે કે તેની પ્રાણસમી દીકરીને પણ તેં ખૂંચવી લેવાનો નિર્ધાર કર્યો છે! એનો આ આખરી આશરો તૂટી પડતાં

એ અભાગિની શાના આધારે જીવશે ? મા ! માતા ! કૃપા કર. ” આવી કાતર વાણી તેના મર્મસ્થલમાંથી વહી રહી હતી.

વટેમાર્ગુ કૃત્તિબાસ હતો. સુશીલાના એક પત્રમાં વિમલાની ગંભીર માંદગીના ખબર મળતાં તે દવા લઈને આવી રહ્યો હતો. દુઃખની વાત એટલી જ છે કે જે ખબર બે દિવસ પહેલાં તેને મળવી જોઈતી હતી તે, કામસર પોતે બહાર ગયો હોઈ આજે બપોરે મળી હતી. એની ચિંતાનો પાર ન હતો.

કૃત્તિબાસ જેમ જેમ ઘરની નજીક આવતો ગયો, તેમ તેમ તેના પગ ઢીલા પડવા લાગ્યા ને શરીર ઓગળવા લાગ્યું. તે ધ્રૂજતે પગે જલદી ચાલતો હતો. પરંતુ પગ લથડતા હતા. તોફાને પણ હેરાનગતિમાં કચાશ રાખી ન હતી.

પણ હવે ફિકર નથી. ઘર આવી પહોંચ્યું હતું. બહારનો ઝાંપો ખુલ્લો હતો. ચોગાનમાં દાખલ થતાં જ જુએ છે તો જમણી પાંખમાંના ખંડનો દીવો હોલવાઈ રહ્યો હતો. એકદમ દોડી અંદર દાખલ થતાં તે બરાડ્યો: “ વિજય ! વિજય ! ”

બારણું ધીમેથી ઊઘડ્યું. વિજય બોલી ઊઠી : “ કોણ, દાદા આવી પહોંચ્યા ? આટલું બધું મોડું થયું કંઈ ! વિમલને જીવાડવી – ” અને મેઘગર્જનામાં તેના શબ્દો ડૂબી ગયા.

કૃત્તિબાસે દીવાના આછા પ્રકાશમાં નજર નાખી લીધી. વિમલા હાડપિંજર જેવી બની સૂતી હતી. પાસે બેસી બે સ્ત્રીઓ તેની સારવાર કરી રહી હતી. એક હતી સુશીલા, પણ બીજી ઓળખાઈ નહિ. કૃત્તિબાસ એ અપરિચિત મુખ તરફ ક્ષણવાર જોઈ રહ્યો.

વિજયા બોલી : “ દાદા, એને ના ઓળખી ? એ મારી નાની દિદિ — મનોરમા. આજે એ દાંડાથી આવી છે. ”

જાણે પ્રભુના વરની દૂત બનીને મનોરમા આ ઘરમાં આવી હતી ! વિજયા અને વિમલાને જોવા તેનો જીવ તરફડી રહ્યો હતો.

પૂજાનો ઉત્સવ પૂરો થતાં સ્વામી તથા સાસુની અનુમતિ લઈ, બાળકને સાસુની પાસે રાખી બે દા'ડા માટે આવી ગઈ હતી. પણ ભાવિનું રહસ્ય કોણ જાણી બેઠું છે! વિજયાને ભેટી પડીને તેને આનંદથી ભરી દેવાની કલ્પના ક્યાંય રહી ગઈ, ને વિમલની પથારી પાસે બેસવાનું આવી ઊભું!

બિમારી હાડેહાડમાં ફેલાઈ ગઈ હતી. શરીર ક્ષયની જેમ ઘસાઈ રહ્યું હતું. આજે એક અઠવાડિયું થયાં તો તે છેક પથારીવશ હતી. વિજયાનો શોક દૂર કરવા આવેલી મનોરમા પોતે જ ભારે વિષાદમાં ડૂબી ગઈ. પરંતુ ભાનભૂલી બની કર્તવ્ય વિસારી બેસી ન રહી. રાતદિવસ બિમાર કન્યાની સારવાર કરતી રહી. બને એટલું આશ્વાસન વિમલાને ય આપતી રહી.

પણ વિજયા તો આ સમયે જમીન ઉપર પડી છે! ઓહ! અભાગિની કેટલું સહ્યા કરે? માનવીની સહિષ્ણુતાને ય મર્યાદા હોય છે. એની મર્યાદા આવી ગઈ છે. તેનું સર્વસ્વ વિમલ આજે છેલ્લી દશાએ જઈ પહોંચી છે, એ વાત સમજી ચૂકી છે. હૃદય કે ચિત્ત કબજે શી રીતે રાખે? એક વાર વિમલ પાસે આવી બેસુ છે, તો બીજી વાર ભાગી છૂટી જમીન ઉપર આળોટી પડે છે. વળી પાછી સેવા–સારવાર માટે ઊઠી બિમારની પથારી પાસે જાય છે. તે રડે છે! મનોરમા અદ્ભુત ધીરજપૂર્વક એને શાંત પાડવા મથે છે. પણ એનું પણ દિલ પોકારી રહ્યું છે: "ભગવાન! આ તો નથી જોવાતું હવે."

વિજયા આશાભરી ઊઠી ઊભી થઈ. તેનું દુબળું શરીર, રૂક્ષ કેશ, મેલાં વસ્ત્રો, ફિક્કું મોઢું, આંસુભરી આંખો! પહેલાં તો એણે માન્યું કે ભાઈની સાથે ભવેશ પણ આવ્યો હશે.

કૃત્તિબાસે આશ્વાસન આપતાં કહ્યું: "ફિકર શી છે? હું દવા લઈને આવ્યો છું."

ભવેશને ન જોતાં વિજયા ઉન્મત્ત બની ભાઈને વળગી પડી બોલી : 'દાદા ! દાદા ! મારી સોનાની વિમલને શું થઈ ગયું છે! જુઓ તો, એક વાર બચાવો એને, દાદા ! અમ નિરાધારને આશ્રય આપ્યો, અન્ન આપ્યું, હવે રોગથી ઉગારો. દાદા ! એ કેમ ન આવ્યા ? ઓહ ! આટઆટલી વિપત્તિમાં પણ એમણે અમને હડધૂત કર્યાં ! આકાશની છાતી ભેદીને કરાલ અગ્નિશિખાએ રોષભરી ગર્જના કરી, પવન પણ જાણે વિષાદભર્યો રડી ઊઠ્યો, વ્યથાભરી પ્રકૃતિ ચોધાર વર્ષણ કરી રડી રહી હતી.

વિમલાની જીવદીપિકા જલદી હોલવાઈ રહી હતી. મનોરમા સમજી ગઈ કે થોડી વારમાં ખલાસ થઈ જશે, પણ ધૈર્યપૂર્વક તે છેલ્લી ક્ષણ સુધી સારવાર કરી રહી. વિમલા એને મન પેટની દીકરી સમી હતી, હજાર વિંછીના ડંખ સમી વેદના છાતીમાં સંતાડી દઈ તે કર્તવ્ય-પાલન કરી રહી.

કૃત્તિબાસ મનોરમાના હાથમાં ઔષધ આપી બોલ્યો : " દિદિ ! આ દવા પીવડાવી દો તો; મારો તો હાથ ધ્રૂજે છે. "

મનોરમાએ હિંમતપૂર્વક દવા પીવડાવી દીધી.

રાતના ત્રણેક પછી તોફાન ઓસરવા લાગ્યું. વરસાદ પણ અટક્યો અને ઠંડો પવન ધીમો ધીમો વહી રહ્યો. પ્રકૃતિની આ શાંતિ નવા હલ્લાની જ સૂચક હતી શું ?

વિમલાએ એ સમયે આંખો ઉઘાડી અને કંપિત ઓષ્ઠે તે બોલી : " મા ! "

વિજયાને કાને મધુરો શબ્દ પહોંચતાંવેંત લુપ્ત આશા પાછી જાગી ઊઠી : " મા ! મા ! મારી લાડકી ! મારું સર્વસ્વ ! આવી, આવી મા ! " બોલતી તે જમીન પર પડેલી હતી ત્યાંથી બેઠી થઈ દોડી આવી. પણ તેના શરીરમાં પણ શક્તિ રહી ન હતી. મનો-

રમાને અઢેલીને તે બેસી પડી.

મનોરમાએ વિમલને ઉદ્દેશી કહ્યું : "વિમલ! જો તો, મા તારી પાસે જ બેઠી છે."

વિમલે આંખો ઉઘાડી; પણ તે પહેલાં તો વિજયા મૂર્ચ્છા ખાઈ ઢળી પડી હતી. તેનો હાથ હાડપિંજર સમા વિમલાના હાથને મળવા લંબાયેલો હતો.

વિમલાએ મનોરમા ભણી દૃષ્ટિ કરી સુખભર્યું જરાક હાસ્ય કર્યું, અને કંઈક બોલવા તે પ્રયત્ન કરી રહી. મનોરમા સમજી ગઈ. એણે કહ્યું : "જો, આ રહી મા! ઓળખે તો છે ને?"

પણ વિમલની આંખો બિડાઈ ગઈ હતી.

કૃત્તિબાસ 'મા! મા!' કરતો રડી રહ્યો. સુશીલા પણ વ્યાકુળ બની રડી રહી, સૌ હોલવાઈ જતા જીવનદીપને જોઈ રહ્યાં. વિમલાના એ છેલ્લા શબ્દો, એ છેલ્લી દૃષ્ટિ સૌએ પરખી લીધી હતી. મનોરમાએ આખરી ઔષધ પાવા પ્રયત્ન કર્યો, અને સૌએ મૂર્ચ્છિત વિજયાને ખાટલામાં સુવાડી દીધી.

દૂર દૂરનો એક અસ્પષ્ટ અવાજ સંભળાયો : જાણે પ્રલયકાળનો એ હાહારવ હતો—અત્યંત બિહામણો. પ્રચંડ વેગે, ભીષણ ગર્જના-પૂર્વક ફરી પાછું તોફાન શરૂ થયું. આકાશ ચીરીને વૃષ્ટિ વરસવા માંડી. એ તુમુલ નિનાદમાં વિમલાના ક્ષુદ્ર પ્રાણે અનંતનો આશરો લીધો. દીવો હોલવાઈ જતાં હૃદયવિદારક હાહાકાર ગર્જી ઊઠ્યો.

કૃત્તિબાસે બૂમ મારી : "વિમલ! મા! બસ, સદાને માટે છોડીને ચાલી ગઈ?"

મનોરમા રડી ઊઠી : "સત્યાનાશ મૂકીને ગઈ મા?"

સુશીલા પણ વિલાપ કરી રહી.

## ૩૮

દુઃખ એકલું આવતું નથી. એક મોટી રેલની જેમ આવે છે; અને એના પ્રવાહમાં કંઈ કેટલાંય સુખચિત્રોને તાણી જાય છે. કેટલાંય સુરમ્ય ઉદ્યાનોને મરુભૂમિમાં ફેરવી નાખે છે. એક હાહાકાર પૂરો થાય ન થાય ત્યાં તો બીજો એક તેનું સ્થાન લેવા તૈયાર જ હોય છે. એક દુઃખ સ્મૃતિપ્રદેશમાંથી વિદાય લે એ પહેલાં તો બીજું આવીને અંતરમાં ચાબુક ઠોકીને નિરાશાને જન્મ આપી જાય છે.

વિમલા દુઃખમય સંસારનો ત્યાગ કરી ગઈ; સાથે સાથે તેની સ્નેહમયી માતા, આજન્મ દુઃખિની વિજયા મરણપથારીએ પડી. શોકતરંગના ભીષણ આઘાતથી તેનું હૃદય ભાંગી ગયું હતું. જેના ઉપર તેનો સમસ્ત પ્રાણ માયા પસારીને બેઠો હતો, જે તેના જીવનની એકમાત્ર આશા અને આકાંક્ષા હતી, જેને જોઈ ને પારાવાર દુઃખમાં પણ થોડી ઘણી શાંતિ પામતી હતી એના ચાલ્યા જતાં–દુનિયાની સાથેનું તેનું એકમાત્ર બંધન તૂટી જતાં–તેની હૃદયવીણા પણ ભાંગી પડી. શરીરમાં જીવ છે એટલું જ. બાકી તાવમાં તે બેભાન છે–જાણે પ્રિય પુત્રીના મિલનની સમાધિમાં મગ્ન છે.

મનોરમા ખાવું પીવું છોડી, ઊંઘનેય જતી કરી વિજયાની સેવામાં લાગી રહી છે. સ્વામી, પુત્ર, સાસુ કોઈની તેને ચિંતા નથી. વિજયાને બચાવવા પાછળ તે આખી દુનિયાને ભૂલી ગઈ છે. વિજયા વિનાની આ દુનિયાની તે કલ્પના જ નથી કરી શકતી. શુષ્ક વદને, સજલનયને મનોરમા દેવીની જેમ વિજયાની સેવા કરી રહી છે.

ત્રીજે દિવસે બપોરે તાવ ઊતર્યો અને વિજયા ભાનમાં આવી. મનોરમા તરફ તેણે જોયું. બંને મૂંગાં રહ્યાં; અશ્રુભર્યાં ચારે નયનો એકબીજાને વિનાબોલ્યે પોતાનો મનોભાવ કહી રહ્યાં હતાં. વિજયાની દૃષ્ટિમાં કેટલો સ્નેહ, કેટલી કૃતજ્ઞતા ભરેલી હતી!

મનોરમા બોલી: "દિદિ!"

વિજયાની દૃષ્ટિ ધીરે ધીરે શૂન્ય ગૃહની ચારે બાજુએ જાણે કોઈકની શોધમાં ઘૂમવા લાગી. ત્યારબાદ એ હતાશ દૃષ્ટિએ મનોરમાના શાંત મુખનો આશરો લીધો; મનોરમા આંસુ ન ખાળી શકી. ચૂપચાપ વિજયાના શરીર ઉપર હાથ ફેરવવા લાગી.

બીજે દિવસે વિજયાએ જરા સ્વસ્થ બની વાતચીત કરવા માંડી. સુશીલાએ કહ્યું: "હરિબાબુએ રજા લીધી છે. તમને જોવા આવશે એમ લખ્યું છે. આજે જ કદાચ આવશે."

વિજયાએ મનોરમાને પૂછ્યું: "દિયરજી આવે છે?"

મનોરમા: હા દિદિ, મેં એમને આવી જવા લખ્યું છે.

વિજયા: ભગવાન તને સુખી રાખે, આખરે તમને જોઈને મરતાં મને કેટલું સુખ થશે?

મનોરમા: દિદિ, એ શું બોલ્યાં? તમને સારું થઈ જશે.

વિજયા: બહેન, હવે હું કયા સુખ ઉપર જીવું? શાના ઉપર સંસાર ભોગવું? હું તો બધું જ ગુમાવી બેઠી છું.

મનોરમા : દિદિ, એવું ના બોલો.

વિજયા : ઓહ ! મારો ધીરેન ! મારું એ ધન તો હું ફરી કદી પામીશ નહિ.

મનોરમા : દિદિ, ભગવાન સાક્ષીએ કહું છું કે મારો ખગેન તમને સોંપું છું. આજથી તમે એની મા; અને મારી સાસુ તમારી સાસુ....

વિજયા સુખાવેશમાં આવી મનોરમાને વળગી પડી, પોતાનું માથું તેની છાતી પર નાખી બોલી : " મનો ! મારી વિમલ...!"

મનોરમા : હું તમારી વિમલ જ છું. આટલા દા'ડા દિદિ કહેતી હતી, આજથી મા કહીને બોલાવીશ.

વિજયાએ માથું ઊંચું કર્યું. થોડી વાર સ્થિર નયને મનોરમાના મોં સામું જોઈ રહી. જરા હસીને મનોરમાને ચૂમીને બોલી : ' મનો ! બહેન ! મારી વિમલ, મારો ધીરેન બિચારાં એકલાં પડ્યાં છે, મને બોલાવી રહ્યાં છે. એમને છોડી દઈ હું અહીં શી રીતે જીવું ? હસીને વિદાય આપ; હું ત્યાં વહેલી ચાલી જાઉં. સ્વામીએ હડસેલી કાઢી ન હોત તો કદાચ આ બધું દુઃખ એમને ચરણે ભૂલી જાત."

મનોરમા રડી રહી. વિજયા તેનો હાથ લઈ મૃદુ કંઠે બોલી : " બહેન, મને ભૂલીશ નહિ એટલું જ માગું છું. એક જ દુઃખ રહી જાય છે કે સ્વામીનું મોં જોઈ, એમની પાસે ક્ષમા માગી મરી શકતી નથી."

સુશીલા તથા મનોરમા વિજયાને સમજાવી રહ્યાં.

એ જ દિવસે હરિચરણ આવી પહોંચ્યો. એના આવતાં સૌને જરા આશ્વાસન મળ્યું. કૃત્તિબાસે પ્રેમપૂર્વક સ્વાગત કરી કહ્યું : " ભાઈ, કોણ જાણે કેટલું દુઃખ સહેવાનું નિર્માયું છે ? દયા કરી વિરાજ બચી જાય એમ કરો. ઓહ ! એનું શરીર તો જુઓ. હાડકાં સિવાય કશું રહ્યું નથી. પારાવાર શોક, દુઃખ ને ઉપરથી આ પીડા !

એણે કંઈ ઓછું સહ્યું છે? ભાઈ, મનોરમા તો ખરેખરી દેવી જ! એમનું ઋણ હું આ જીવનમાં કદી નહિ ફેડી શકું."

હરિચરણ અત્યંત વ્યાકુળ થઈ ગયો. આજે તે વિજયાની કેવી દશા જોઈ રહ્યો છે! એને શું સાંત્વના આપે? અભાગિની બધું ગુમાવી બેઠી છે. એ ભાંગ્યા હૃદયને મુખની ભાષા કશું જ સાંત્વન આપી શકે તેમ નથી. તે બોલ્યો: "ભાઈ, ધીરેન અને વિમલ ચાલ્યા જતાં જાણે પોતાનાં જ બચ્ચાં ગુમાવ્યાં હોય એટલું દુઃખ થાય છે. મારી તો હિંમત નથી કે કશું સાંત્વન આપી શકું."

સંધ્યાસમયે વિજયાની પથારી પાસે હરિચરણ બેઠો હતો. મનોરમા અને સુશીલા થોડે દૂર ઊભાં હતાં. વિજયા ધીરેન અને વિમલનું નામ લઈ રડી રહી હતી.

હરિચરણ બોલ્યો: "શું કરું, બોલો. ભગવાનની ઇચ્છાની આડે માણસ હાથ તો ધરી શકતો નથી. કરવામાં તો કશી બાકી નથી રાખી, પણ દોરી તૂટી ગઈ હોય તો માણસ શું કરી શકે?"

વિજયા: પણ આ સજા કયા પાપે?

હરિચરણ ચમક્યો, કયા પાપે? કોણ એનો જવાબ આપે? સૃષ્ટિનું ગૂઢ રહસ્ય કોણ ઉકેલે? જ્યાં નારીના તમામ ગુણો અવતાર ધારણ કરી ઊભા છે એ જ વિજયા ઘોર અપરાધે આ જગતમાં આટલી સજા પામી રહી છે? હરિચરણ ક્ષણવાર માટે માનવજીવનની એક જટિલ સમસ્યામાં ડૂબી ગયો. પરંતુ એ સત્ય દુર્બોધ છે, અંધારાથી અવરાયેલું છે, વિદ્વાનોથી પણ પર છે; તેમ છતાં પ્રત્યેક યુગમાં એની આલોચના થઈ છે. ક્ષુદ્ર માનવી એનું રહસ્ય ન સમજી શકતાં કહે છે, કે આ દુનિયામાં ન્યાય નથી, ધર્મ નથી; જો હોત તો એના રાજ્યમાં આવું ચાલે શી રીતે?

હરિચરણના પીડિત હૃદયમાં ગીતાનું મહાન સત્ય ઘોળાઈ રહ્યું.

ભ્રાંતિ જ અશાંતિનું મૂળ છે; મોહ જ છે દુઃખની જનેતા. માનવી જેને લઈ દુઃખી થાય છે અને શોક કરે છે, એ તો છે ઇન્દ્રિયજન્ય મોહ, એટલે કે મિથ્યા. જે કદી હતો નહિ અને કદી હશે નહિ, એને લઈ માનવી દુઃખ પામે છે! એના ચાલ્યા જતાં ભારે સજા થઈ ગઇ હોય એમ વિચારી ભગવાનની ન્યાયપરાયણુતા ઉપર અવિ-શ્વાસ કરવા લાગે છે. આ દુનિયામાં અભાવ, વિયોગ અને દુઃખ એ તો છે માત્ર કસોટી.

હરિચરણે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

વિજયાએ દુબળા હાથે છેડા વડે આંસુ લૂછયાં. ત્યાર બાદ બોલી: "આજે પાંચ દિવસ થયાં વિમલ મને છોડી ગઈ છે. એ રાત્રે ભારે તોફાન હતું. જાગીને જોઉં છું તો મારી સોનાની મૂરત ચાલી ગઈ છે. ઘર શૂન્ય છે! હમણાં હતી, હમણાં નહિ. પ્રાણની અંદર તો જોઈ શકું છું, પણ આંખે દેખાતી નથી. ક્યાં ગઈ? જેને છાતીએ લેતાં હું ડોલી ઊઠતી, જેની આંખમાં આંસુ જોતાં છાતી ફાટી પડતી, જેનું હાસ્ય આ અભાગીના શૂન્ય હૃદયને ભરી દેતું, આજે એનું ચિહ્ન સુદ્ધાં નથી. બિચારીને સારી પેઠે ખવડાવ્યું-પીવડાવ્યું નથી; લાલન-પાલન થઈ શકયું નથી; બિચારી બાપનો પ્રેમ પામી નથી. એટલે જ મા મારી રિસાઈને જતી રહી લાગે છે."

હરિચરણુ ચૂપચાપ સજલ નયને બેસી રહ્યો. તેનું દિલ આ વાક્યો સાંભળી વધારે દ્રવી ઊઠયું. અને ત્યાંથી જરા ખસવા માટે ઊભો થયો.

વિજયા ક્ષીણ સ્વરે બોલી: "જતા ન રહો. મારી છેલ્લી ઘડીઓ છે, કંઈક વાત કરો."

હરિચરણુ બેઠો અને આવેગપૂર્વક બોલ્યો: "અરે, એવું ન બોલો. તમને સારું થઈ જશે. હું તમને અમારે ત્યાં લઈ જઇશ. તમારે કશી ચિંતા કરવાની જરૂર નથી."

વિજયા મનોરમા તરફ નજર કરી જરા હસીને બોલી : “મનોરમા પણ એમ જ કહે છે. પણ હું તો સારી પેઠે જાણું છું, મારા દા'ડા ટૂંકા છે. મારુ હૃદયધન ભગવાને છીનવી લીધું છે. મૃત્યુ જ મને સુખરૂપ છે.”

થોડી વાર આરામ લઈ વિજયાએ પૂછ્યું : “એમને કેમ છે? ઘણા દા'ડાથી એમની તો કશી ખબર જ મળી નથી. એમને આ બધી ખબર તો પડી હશે.”

હરિચરણ મૂંગો રહ્યો.

વિજયા : કહો તો ભલા, એમના શા ખબર છે?

હરિચરણ : મઝામાં છે.

વિજયા : એમને સમજાવીને કહેજો કે આટલાં દુઃખમાં મરણજ એક માત્ર શાંતિદાતા હતું. મારે માટે તો છેલ્લી ક્ષણે એમનાં દર્શન કરી, એમની ક્ષમા લઈ મરવાનું સદ્‌ભાગ્ય ન પામી, એનું મને દુઃખ રહી જાય છે. તારા આ અપરાધની ક્ષમા નહિ મળે ત્યાં લગી મર્યા પછી પણ મારો જીવ શાંતિ નહિ પામે. સ્વામી તો ઈશ્વરતુલ્ય છે.

અને એની આંખોમાંથી આંસુની નદી વહી રહી. હરિચરણને લાગ્યું કે આ દેવી લગભગ નાશ થવા આવેલા સતીધર્મનો ગૂઢ પ્રચાર કરી રહી છે. અને તેણે વિજયાની પદરજ માથે ચઢાવી કહ્યું : “દેવિ! ધન્ય છે તને. સ્વર્ગ જ તારે માટે છે.”

વિજયા : ભગવાન પાસે હાથ જોડી માગું છું કે તમે દીર્ઘજીવી હો, સુખી હો. જન્મોજન્મ જાણે આપણે સ્નેહી–સંબંધી કાયમ રહીએ. દાદા ક્યાં?”

કૃત્તિબાસ બહેનની પથારી પાસે આવ્યો.

વિજયા : દાદા, તમે અમારે માટે બહુ દુઃખી થયા.

કૃત્તિબાસ અશ્રુ સારતાં બોલ્યો : “ દિદિ ! આખરે તો...”

વિજયા : “ તમે શોક ન કરો. તમારે એક બહેન હતી. આજ લગી મનોરમા પાસે તમારાં ગુણ ગાતી, તમારા સ્નેહની વાત કરતી. મનોરમા બિચારી કહેતી કે એને પણ એવો ભાઈ હોય તો કેવું ! એક દહાડો એણે પૂછ્યું હતું કે બાપ કરતાં પણ ભાઈનો પ્રેમ વધે ? મેં કહ્યું'તું—બહેન ! બાપના પ્રેમની તો મને ખબર નથી. ભાઈ, મારી મનોરમાની અતૃપ્ત ભાવના તમે પૂરી કરજો. બહેન ! આજથી આ તારા ભાઈ. એમની પાસે કશો સંકોચ ન રાખીશ. ‘ દાદા ’ કહી બોલાવજે, મારી જેમ ભાવ રાખજે. દાદાને પણ બહેનની ખોટ નહિ લાગે. દાદા, મનોરમા ઉપર વહાલ રાખજો. મારી રાખતા તેવી એની પણ સંભાળ રાખજો. હું સ્વર્ગે રહી રહી સુખી થઈશ. આવી બહેન નહિ મળે. આશીર્વાદ આપો, જન્મોજન્મ તમને ભાઈ તરીકે પામું, પણ આવી તકલીફનું કારણ ન બનું. ”

વિજયાનો છૂટકો ન જ થયો. ફરી તાવ ચઢ્યો અને પ્રાણ ઉઠાવીને ચાલતો થયો ત્યારે જ જંપ્યો.

## ૩૯

મનોરમા દિવસો સુધી સૂનમૂન બની જીવી રહી. તેણે કોઈની સાથે હસીને વાત કરી નહિ, ક્યાંય બહાર પણ નીકળી નહિ. સ્ત્રીઓ ટોળે વળતી તો તે બહુ વાર એમની સાથે પણ બેસી શકતી નહિ. એકલી એકલી બેસી રહી તે વિચારમાં ડૂબી જતી. કેટલીક વાર તો વિચારમાં એટલી ગરકાવ થઈ જતી કે ખગેનનું રુદન પણ તેની એકાગ્રતાનો ભંગ કરી શકતું નહિ. કદી કદી અન્યમનસ્કભાવે 'આવું છું દિદિ' બોલી ચમકી ઊઠતી. વચમાં વચમાં 'દિદિ, વિમલ, મા' બોલી ઊંઘમાં રડી ઊઠતી. અંધારી રાતે ઝંઝાવાત જામી વરસાદ અને વીજળીના કડાકા થતાં જ મનોરમાને પેલી મૃત્યુની રાત્રિ જ યાદ આવતી અને બેબાકળી બનીને રડી ઊઠતી.

એક દિવસ બપોરે વારંવાર બૂમો મારવા છતાં કંઈ જવાબ ન મળ્યો એટલે અંબિકાએ મેડે આવીને જોયું તો મનોરમા એકાગ્રચિત્તે કેટલાક પત્રો વાંચી રહી હતી. વાંચતાં વાંચતાં તે નિસાસા નાખી આંસુ વહાવી રહી હતી; એથી એની વેદનાનો ખ્યાલ આવી શકતો હતો.

અંબિકાએ હાંફળી હાંફળી અંદર ખંડમાં દાખલ થઈ પૂછ્યું: “મા! શું ચાલે છે? કોના કાગળો છે?”

મનોરમા આંખો લૂછી નાખી બોલી: ‘ના, કંઈ થયું નથી. દિદિના કાગળો વાંચતી હતી. બસ, આટલી જ પૂંજી મૂકીને એ ગયાં છે.”

વિજયાના છેલ્લા શબ્દો અને એ આખું આખરી દૃશ્ય ફરી ફરી મનોરમા યાદ કરી કરી થંભી જતી હતી અને એનાં આંસુ જાણે વિજયાને ઉદ્દેશી બોલતાં હતાં: “દિદિ, તમારા વિના જીવવું દુષ્કર છે.”

અંબિકા અને હરિચરણ ભારે ચિંતાતુર બન્યાં. આખરે હરિ-ચરણ સસરાની સલાહ મુજબ મનોરમાને તેને પિયર કલકત્તા લઈ ગયો. પિતૃગૃહે મનોરમા ધીમે ધીમે શોકસ્મૃતિ ભૂલવા લાગી અને આસ્તે આસ્તે તેનું મન સ્વસ્થ થવા લાગ્યું.

કૃત્તિબાસના દિલમાં ભારે દ્વેષ સળગી રહ્યો હતો. જેને કારણે તે આટલા દિવસ ભવેશનો દુર્વ્યવહાર સહન કરી રહ્યો હતો તે તો હવે મરી પરવારી હતી. હવે ભવેશ સાથેનો તેનો બધો સંબંધ પૂરો થઈ ગયો હતો. ઊલટો, એને શત્રુરૂપે જોતો થયો હતો. ભલે ગમે તે થઈ જાય પણ એ ચાંડાળને તો સીધો કરીશ જ, એવો દૃઢ નિશ્ચય એ કરી ચૂક્યો હતો.

પરંતુ એવી તક મળે ત્યારે ને? ભવેશનો અપરાધ એવો ન હતો કે સમાજ કે રાજ્ય એને સજા કરે. તો હવે શું થાય? દ્વેષનો અગ્નિ ક્યાં લગી દિલમાં ભરી બેસી રહેવું?

એક બે મહિના તો નીકળી ગયા. થોડાક વધુ પણ પસાર થઈ ગયા અને કાલસ્રોતે ધીમે ધીમે તેના ચિત્તમાંનો દ્વેષાગ્નિ ઠારવા માંડ્યો. ભવેશની સ્મૃતિ ભુલાવા માંડી.

એક રાતે કૃત્તિબાસ એક લગ્નસમારંભમાંથી પાછો ફરી રહ્યો હતો. ટૂંકો રસ્તો ગણી એક ગલીમાંથી તે પસાર થતો હતો. એ ગલી હતી વારાંગનાઓની: અત્યારે પૂર્ણકળાએ ખીલેલી હતી. કૃત્તિબાસ માથું નીચું રાખી ઝડપી પગલે પસાર થઈ રહ્યો હતો. નરકપુરીનો પાપવાયુ તેને ઝેર જેવો લાગતો હતો. એવામાં એને યાદ આવ્યું કે એક દિવસ તે આ જ ગલીમાં ભવેશની પાછળ પાછળ આવ્યો હતો. અને તેણે ઊંચું જોયું. એની બરાબર ખાતરી થઈ કે ગલી તો એ જ હતી. સામે જ પેલી પાનવાળાની દુકાન દેખાતી હતી, જ્યાં તેણે આશરો લીધો હતો અને પડખે પેલી વારાંગનાનું મકાન! કૃત્તિબાસ એકદમ ઊભો રહી ગયો, જાણે કોઈ અદશ્ય હાથે તેના પગને જકડી લીધા ન હોય! પાનવાળો પોતાની ધૂનમાં પાન વેચ્ચે જતો હતો, કંઈક ગાયન ગણગણતો હતો, વચ્ચેવચ્ચે સામેની બારીએ આંખ નાખી હસતો હતો. કૃત્તિબાસને એકાએક યાદ આવી ગયું કે આ પાનવાળાને પણ પોતાની જેમ અભાગિની બહેન છે. અને તેને એની સાથે વાત કરવાનું મન થયું.

જરા નજીક જઈ એણે પૂછ્યું: "કેમ ભાઈ, ઓળખાણ પડે છે? કેમ છે?"

પાનવાળો ઓળખી ન શક્યો. આમતેમ કરી બોલ્યો: "જરા જરા ઓળખાણ પડે છે, પણ—"

"બહુ દા'ડા થઈ ગયા. ક્યાંથી ઓળખાણ પડે? વરસેક થઈ ગયું. એક દા'ડો તમારી જ દુકાન પર આવીને બેઠો હતો. એ દા'ડે મારા બનેવીની પાછળ પાછળ આવ્યો હતો. પેલા ઘરમાં એ ગયો હતો."

"હશે; કંઈ યાદ આવતું નથી. ખેર, બેસો. પાનબાન લેશો?"

"ના, બેસવું તો નથી. આ તો આ રસ્તે થઈને જતો હતો;

ત્યાં યાદ આવી ગઈ તે દા'ડાની વાત, તમે વાતવાતમાં કહ્યું હતું કે તમારી બ્હેન પણ એવી જ બૂરી હાલતમાં ફસેલી છે......મને થયું, લાવ ખબર તો પૂછતો જાઉં. મારી બ્હેન તો છેવટે નિરાધાર બની મારે ઘેર આવીને રહી હતી. પણ બિચારી થોડા દા'ડા થયાં આ દુનિયા છોડી ચાલતી થઈ છે."

એકદમ પાનવાળાને યાદ આવી ગયું ને તે જોરપૂર્વક બોલી ઊઠ્યો: "ઓળખી કાઢ્યા, બરાબર ઓળખાણ પડી ગઈ. અરે, આખું વરસ પોલિસ પણ બિચારી તમને શોધી શોધીને હતાશ થઈ ગઈ. મેં પણ આશા છોડી દીધી હતી."

"પોલિસ? શા માટે?" કૃત્તિબાસે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"એ જ રાત્રે પેલા ઘરની વેશ્યાને કંઈક પાઈ દઈ એનાં ઘરેણાં ઉઠાવી કોઈક ભાગી ગયું હતું, તમારા બનેવી જ હશે. જુબાનીમાં મેં તમારી વાત પોલિસને લખાવી હતી. પણ તમારો જ પત્તો ન લાગ્યો ને પોલિસ પણ ઠંડી પડી ગઈ. હવે એ બદમાશને પોલિસના તાબામાં સોંપી દેવામાં તમને વાંધો નહિ જ હોય."

"ધન્ય ભગવાન! આશ્ચર્ય છે તારી લીલા! આજે સમજાય છે કે ધર્મની ગતિ સૂક્ષ્મ છે. પાપી પોતાના વિનાશની જાળ જાતે જ વણતો વણતો આગળ દોડે છે, અને આખરે પોતે જ એમાં ફસાઈ મરે છે! ચાલો ભાઈ, હમણાં જ પોલિસને ખબર આપીએ."

અને બંને જણ પોલિસ થાણા તરફ ઊપડ્યા.

## ૪૦

ભવેશ વિરાજની ઇન્દ્રજાળમાં ફસેલો છે. નોકરી હતી ત્યારે તો વચ્ચે વચ્ચે પોતાને નિવાસે આવતો હતો, પણ નોકરી ચાલી ગઈ ત્યારથી તો તેણે હરિચરણની સાથે રહેવાનું સદંતર છોડી દીધું છે. હરેન્દ્રને ત્યાં પૈસાની તો ખોટ ન હતી, અને તેને પૈસાની એવી લોલુપતા પણ ન હતી. એ તો હતો વિરાજના પ્રેમમાં મત્ત; નીચ ઇન્દ્રિયભોગમાં લુપ્ત એનું ધ્યાનજ્ઞાન વિરાજ છે, એનું જે કાંઈ છે તે વિરાજનું છે, એના સુખદુ:ખનો આધાર વિરાજ જ છે. હરેન્દ્રના પૈસે ભવેશને વિરાજરૂપી રત્ન લાધ્યું છે. હરેન્દ્રના અઢળક ધન દ્વારા તેણે વિરાજનું મનોરંજન કરી પોતાની જાતને તેને ચરણે ધરી દીધી છે. ભવેશનું જીવન જાણે પૂર્ણત્વ પામ્યું છે. એની સુખ-લતા જાણે ફળી ચૂકી છે!

હિરણ્મયીની આત્મહત્યાએ હરેન્દ્રના ઘરનો રહ્યોસહ્યો ઉજ્જ્વલ દીવો હોલવી નાખ્યો છે. એ અન્ત:પુર શૂન્ય અને બિહામણું બની ગયું છે. પરંતુ બહારના ખંડોની હાલત એથી ઊલટી છે. ત્યાં તો

રોજ વ્યસન ને ઉત્સવનો જબરજસ્ત સમારંભ ઉજવાય છે. નૂપુરનો ઝંકાર, તબલાની થાપટો અને વારાંગનાનું મુક્ત હાસ્ય મધ્યરાત્રિએ પણ સંભળાય છે. અશ્લીલ સંગીત સપ્તમ સૂરે ચઢી શૂન્ય અંતઃપુરમાં પ્રવેશ કરવા મથે છે. હવે ભય કોનો? હિરણ્મયી તો આ દુનિયામાં છે નહિ.

ભવેશ હરેન્દ્રનો નિત્યનો સાથી છે. વિરાજ અને હરેન્દ્રનું ઘર એનું પોતાનું જ ઘર બની ગયું છે. વિરાજને પોતાની સાથે લઈ તે મિજલસોમાં જાય છે, એની સાથે જ તે પાછો ફરે છે. પોતાને માટે નવું મકાન રાખ્યું છે, પણ ત્યાં ભાગ્યે જ એ જા-આવ કરે છે. આમ તે પાપજીવનમાં જ મસ્ત છે. વિમલા અને વિજયાના અવસાનની તેને કશી જ ખબર નથી.

અને કહેવું જરૂરી છે કે ભવેશની આ ઘેલછાથી વિરાજ પણ ત્રાસી ઊઠી છે. તે મોટે ભાગે ભવેશની સાથે કંટાળો અને તોછડાઈ-પૂર્વક વાત કરે છે. અને કેટલીક વાર કટુ વાણી સંભળાવવાનું પણ ચૂકતી નહિ. પણ ભવેશ એમ કંઈ મોં ફેરવી લે તેમ ન હતો. ચકોર વિરાજ સમજી ગઈ હતી કે ભવેશ સાવ ગુલામ બની ચૂક્યો છે, એને જેમ રમાડવો હશે એમ રમાડી શકાશે. પોતાનું કામ બરાબર સધાઈ જતાં એને ફેંકી દીધે જ પોતાને શાંતિ વળશે, એ વિષે એને સંશય નથી. વિરાજ સુયોગ શોધી રહી છે.

સાંજ પડી ગઈ છે. વિરાજ તેના ઠાઠમાઠભર્યા ખંડમાં બેસીને એક દાસીને હાથે વાળ હોળાવી રહી છે. આજ ત્રણ દિવસ થયાં ભવેશ દેખાયો નથી. વિરાજના મનમાં થયું કે આજે પણ ના આવે તો સારું. અને તે મનના આનંદમાં ગુનગુન ગુંજી રહી. વાળની ટાપટીપ પતી જતાં તેણે દાસીને વિદાય આપી મોં ધોઈ પાઉડર લગાવ્યો, હોઠ ઉપર રંગ લગાડ્યો અને એક પછી એક અલંકારો

સજીને એક સુંદર વસ્ત્ર ધારણ કર્યું. વેશભૂષા પૂરી થતાં વિરાજે વારંવાર દર્પણમાં મોં જોયા કર્યું. અને વચમાં વચમાં મોં મલકાવી રહી.

થોડી વારે વિરાજ મદનગર્વે જાણે આખી સૃષ્ટિને જીતી લેવાની વાસના સહિત બહારના ખંડમાં આવી આમ તેમ જરા દૃષ્ટિપાત કરી ખુરશીમાં બેઠી. અને ધીમેથી બબડી: "આ બે જણે તો જાણે મને નજરબંદ કરી રાખી છે! મન મૂકીને કંઈ ફરી જ શકતી નથી! આવી બળજબરી તે કેટલા દા'ડા સહેવાય? અને તેય શું કામ? આ વખતે તો સાફ પરખાવી દઈશ. પણ રહે, જરા વિચાર કરી જોવા દે. અરે, એકદમ બધું જતું કરવું? છેવટ લગી જોવા તો દે; હરેન્દ્રના પૈસા તો ખલાસ કરવા જ રહ્યા. કદાચ ભવેશની તબિયત ઠીક નહિ હોય; નહિ તો એ આવ્યા વિના રહે નહિ."

અને એનો આ બબડાટ પૂરો થાય એ પહેલાં તો પાછળ પદરવ સંભળાયો. પીઠ ફેરવી જુએ છે તો ભવેશ લથડિયાં ખાતો દાખલ થઈ રહ્યો છે.

"વિરાજ, આવી પડ્યો છું." બોલી તેણે પથારીમાં પડતું નાખ્યું.

"નસીબ ખુલી ગયાં! બીજું શું? આટલા દા'ડા તો નિરાંત થઇ હતી. વળી પાછા બાળવા શું કામ આવ્યા?" વિરાજે તોછડાઈભર્યો જવાબ આપ્યો.

ભવેશ: અરે, ગાંડી! છેડાઈ ગઈ એટલામાં? બે દા'ડા ન અવાયું એમાં આવડું બધું? કંઈ જાણી બૂજીને નહોતો આવ્યો? હરેન ભારે આપદામાં પડી ગયો હતો. દિવાની ને ફોજદારી કેસ મંડાયો છે એની ઉપર. આવી હાલતમાં એને છોડીને આવું પણ શી રીતે, બોલ તો?

વિરાજને આ સમાચારથી વિસ્મય અને કુતૂહલ થયું. તે વ્યંગ

ફરી બોલી: "હરેન્દ્ર ઉપર આટલું બધું વહાલ છે તો પછી અહીં આવવાની જરૂર પણ શી હતી? પૂરી વાત તો કરો કે શું થયું છે?"

ભવેશ: બીજું શું? લેણદારોએ ડીક્રી કરી છે. જપ્તી આવશે ગમે ત્યારે. બીજી બાજુ હરેનના સસરાએ કેસ કર્યો છે કે હરેને વહુને ઝેર આપી મારી નાખી છે.

વિરાજ ઉદ્વિગ્નભાવે બોલી: "હેં...? પછી?"

ભવેશ: "પછી શું? આ એમાં ને એમાં વખત જતો રહેતો. દેવું ચૂકવવા માટે માલમત્તા વેચવી તો પડશે જ. જવા દે; એ વાત તો પછીની છે. ફોજદારી કેસ તો સાવ બનાવટી છે; બીજું તો કંઈ નહિ, પણ પૈસા તો નકામા વેડફાઈ જશે."

વિરાજ: "તમારે ઉડાવવાના એટલા ઓછા થશે, નહિ?"

ભવેશ હસીને બોલ્યો: "નહિ તો શું? પણ મારું તો બધું જ તારે માટે છે."

વિરાજની આંખોને ખૂણે તથા તેના હોઠ ઉપર કુટિલ હાસ્ય ડોકાઈ રહ્યું. તે ભવેશની પાસે આવી બોલી: "મેં તો તમને વારંવાર કહ્યું છે કે તમે લોકો હરેન્દ્રને થોડા દા'ડામાં જ ખલાસ કરી નાખવાના છો. આગ તો ચેતાવી જ છે. હજી શું બાકી છે? હવે તો બિચારાને છોડો. તમે તમારે ઘેરે જાવ, પોતપોતાનું સંભાળો."

ભવેશે ઉદાસ મુખે ઊઠી એક ગ્લાસ દારૂ ચઢાવ્યો. અને વિરાજ તરફ ફરી બોલ્યો: "વિરાજ! તારે મોઢે આવાં વેણ સાંભળી ભારે દુઃખ થાય છે. જેને માટે ચોરી કરું છું એ જ 'ચોર' કહે છે! તારે માટે આટલું કર્યું છે, પણ તને ભરોસો બેસતો નથી. ઠીક છે; હજુય જોજે, ગમે તેમ થાય પણ આ ભવેશ પાછો નહિ પડે. વિરાજ! તું મને દૂર ના ધકેલીશ. હરેન ઉપરની આ વાદળી દૂર થવા દે, પછી જોજે કે પાછાં હતાં તેવાં જ—"

વિરાજ : અરે, હજી પણ છોડવી નથી ? છિ : છિ : તમને લોકોને તો દયા પણ નથી !

ભવેશ : વિરાજ ! વિરાજ ! દયા તો તેં છોડી દીધી છે. તું જ મને ચાહતી નથી. મને કાઢી મૂકી—

એટલામાં કોઈકનો પડછાયો દેખાયો. બંને જણ ચોંકી ઊઠયાં. એક દાઢી–મૂછવાળો હૃષ્ટપુષ્ટ આદમી પાછળ ઊભો હતો. આશ્ચર્ય જરા દૂર થતાં જ ગુસ્સામાં આવી ભવેશે પૂછયું : "કોણ છો તમે ? અહીં આ રીતે કેમ ઊભા છો ?"

આગન્તુક : તમારે શું કામ છે ?

ભવેશ લાલ આંખે બોલ્યો : "તમે શું કામ આવ્યા છો ? સીધો જવાબ આપો; નહિ તો ઠીક નહિ થાય."

આગન્તુક : હું ગમે તે કામે આવ્યો હોઉં; તમારે આંખો લાલ કરવાની જરૂર નથી. તમે જ અહીં શું કામ પધાર્યા છો, જરા કહેશો ?

"હું અહીં શું કામ આવ્યો છું ? પાજી ! બદમાસ ! ચોર ક્યાંયનો ! હમણાં ધક્કો મરાવી બહાર કાઢું છું." એમ બોલતો ભવેશ ક્રોધથી ધ્રૂજતો બારણા તરફ દોડયો.

વિરાજ હાંફળી બની બોલી ઊઠી : "ભવેશ ! શું કરો છો ? કંઈ ગાંડા થયા છો ? એ પણ સારા માણસ છે. મારા ઘરમાં તોફાન કરવાની કાંઈ જરૂર નથી. છિ : છિ : તમે નકામા ઝઘડો માંડો છો."

આગંતુક આ દરમિયાન વિરાજની પાસે આવી ઊભો હતો. વિરાજ તેનો હાથ પકડી ભવેશના અસભ્ય વર્તન માટે દિલગીરી વ્યક્ત કરી ક્ષમા યાચી રહી હતી. તેણે હસીને બેઠક લીધી.

વિરાજે ભવેશને કહ્યું : "ભવેશ ! તમે હવે ઘેર જાઓ. તમારો મિત્ર આફતમાં હોય એવે વખતે અહીં બેસી રહેવું યોગ્ય નથી."

ભવેશે જેને કારણે ઘર, સ્ત્રી, પરિવાર તથા સમસ્ત સારા સંબંધીઓ-નો એકદમ ત્યાગ કર્યો હતો એ જ આજે કહી રહી છે: 'ભવેશ, જા.' કેવી ક્રૂર! અરે, એને હવે ઘર કેવું ને વાડી કેવી? વિરાજ તેના એકમાત્ર પ્રિય સ્થાનેથી આજે તેને ધકેલી રહી છે! ભવેશ વિરાજના આ પ્રકારના વ્યવહારથી મર્માહત બનીને બોલ્યો:

"વિરાજ! આના કરતાં તો મારે ગળે છરી ફેરવી દે તો સારું. આટલું અપમાન તો નથી સહેવાતું. એક અજાણ્યા બદમાસને મમતાપૂર્વક પાસે બેસાડે છે અને મારી સાથે આવું વર્તન? વાહ રે! ઠીક બદલો વાળ્યો."

વિરાજ ભારે મૂંઝવણમાં પડી.

આગંતુક દૃઢપણે ભવેશની સામે જઈ બોલ્યો: "મારી સાથેનું આપનું વર્તન શું ભદ્ર માણસને છાજે એવું હતું? હું શું આપનો દુશ્મન છું?"

"તું મારો પહેલા નંબરનો દુશ્મન છે, નીકળ અહીંથી" બોલી ભવેશે મુક્કી ઉગામી.

"તો બરાબર દુશ્મની કરું" ગંભીર અવાજે આગંતુક બોલ્યો અને તેણે જોરથી તાળી બજાવી અને કૃત્રિમ દાઢી મૂછ દૂર કર્યાં. બનાવટી વેશ દૂર થતાંની સાથે જ ઈન્સ્પેકટર વિનોદ બાબુને જોઈ વિરાજ અને ભવેશ એકદમ ચોંકી પડયાં. અને તરત જ દાદર ઉપર અનેક પગલાં સંભળાયાં. બીજી જ ક્ષણે પાંચ–છ કૉન્સ્ટેબલે વિનોદ બાબુની પાસે આવી ઊભા રહ્યા અને હુકમની રાહ જોવા લાગ્યા.

વિનોદ બાબુએ ભવેશના ખભે હાથ મૂકી ભારેખમ અવાજે કહ્યું: "ભવેશ, ચોરીના ગુના માટે તમને પકડવામાં આવે છે. તમે ઘણા દિવસ મારી આંખમાં ધૂળ નાખી છટકી ગયા હતા."

ભવેશ ભય અને આશ્ચર્યથી મૂઢ બની બોલ્યો: "શું? શું? ચોરી? મેં?"

વિનોદ : ચૂપ રહો. જમાદાર, હાથકડી લગાવો.

વિરાજ અવાક બની આ અકલ્પ્ય ઘટના જોઈ રહી હતી. વિનોદબાબુ તેની પાસે જઈ બોલ્યા : “વિરાજ, તમારી જમણા હાથ પરની વિંટી ક્યાંથી આવી ?”

વિરાજ : ઓ મા ! શું થયું આ ? આપી હતી તો ભવેશે જ.

વિનોદ : કેટલા દિવસ થયાં આપી હતી ?

વિરાજ : આજે લગભગ એક વરસ થયું. ઇન્સ્પેકટર બાબુ, મને શું કામ સંડોવો છો ? હું કાંઈ જ જાણતી નથી; હું નિર્દોષ છું.

વિનોદ : તમે છૂટી જશો એવી મારી તો આશા છે, પણ અત્યારે રડારોળ કરવાનો કંઈ અર્થ નથી. હમણાં તો તમારે પણ અમારી સાથે આવવું પડશે.

વિરાજની આંગળી ઉપરની વિંટી લઈને વિનોદબાબુએ ભવેશને પૂછ્યું : “ભવેશ, આ વિંટી તમે વિરાજને આપી હતી ?”

વિંટી જોઈ ભવેશનું મોં ફિક્કું પડી ગયું. પણ તેણે મનના ભાવ દબાવી દઈ કહ્યું : “કંઈ યાદ નથી આવતું. મેં કંઈ એને એક બે નહિ, ઘણી વિંટીઓ આપી છે.”

વિરાજ વ્યાકુળભાવે બોલી : “ભવેશ ! શું કામ જુઠ્ઠું બોલી મારા સર્વનાશની પેરવી કરો છો ? આ જ કે તમારો પ્રેમ ?”

ભવેશે એકદમ જવાબ વાળ્યો : “હા, હા, મહાશય ! હવે યાદ આવે છે કે આ વિંટી મેં જ એને આપી હતી.”

વિરાજ : સાંભળો ઇન્સ્પેકટર સાહેબ.

વિનોદ : વિંટી ક્યાંથી લાવ્યા હતા ?

ભવેશ : ખરીદી હતી. બીજે ક્યાંથી વળી ?

વિનોદે ગુસ્સામાં આવી ભવેશને સોટીનો ડર બતાવી કહ્યું : “બદમાશ ! ચોર ! એક વરસ પહેલાં એક રાતે પેલી ગલીની વિનોદિની

વેશ્યાને દારૂ પીવડાવી એની પેટીમાંથી એક જોડી કડાં, એક હાર અને આ વિંટી ઉઠાવી ગયો હતો એ ભૂલી જવાય છે? ઠીક છે, હમણાં યાદ આવે એવી દવા આપું છું. બોલ, બીજાં બે ઘરેણાં ક્યાં રાખ્યાં છે?"

વિરાજ : "માફ કરો બાબુ, વિંટીની સાથે બીજાં પણ ઘરેણાં એણે મને આપ્યાં હતાં. બધાં કાઢી આપું છું. ઓ મા રે! કેવો આદમી! કેવો ભયંકર માણસ!"

ભયભીત વિરાજે એકદમ પેટીમાંથી પેલાં ઘરેણાં કાઢી આપ્યાં.

વિનોદ : જુઓ ભાઈ, તમે ભદ્ર કુટુંબમાં જન્મ્યા, બ્રાહ્મણના દીકરા અને આ તમારો ધંધો?

ભવેશ વિનોદ બાબુને પગે પડી બોલ્યો : "હું ગુનો કબૂલું છું. આ વખત મને બચાવો. ફરી કદી આવું નહિ કરું."

વિનોદ : "જો વિરાજ તમારે બદલે ગુનો વહોરી લે તો તમને છોડી શકું; એક જણ તો જોઈએ જ."

વિરાજ : "ઓ મા! હું શું કામ એના પાપે જેલમાં જાઉં? એ મારો કોણ છે?"

વિનોદ બાબુ હસીને બોલ્યા : "અરે વાહ! એ તમારો કોઈ નથી? તો તો એણે આ ચોરી કોને માટે કરી?"

વિરાજ: પોતાના જ સર્વનાશ માટે. મને તો બીક હતી જ કે બળ્યા મોંનો કોઈક દા'ડો મને પણ ફસાવશે. ઈન્સ્પેક્ટર બાબુ, આપનો ગુનેગાર આપને મળી ગયો, હવે કૃપા કરી મને છોડો.

વિનોદ બાબુએ મનમાં કંઈક ખ્યાલ કરી પોલિસોને બહાર મોકલ્યા, અને ભવેશને ઉદ્દેશી કહ્યું : "જો ભવેશ, તું સારા કુટુંબનો દીકરો છે, બને એટલો ઉપકાર કરવા ઇચ્છું છું. પણ તારો ગુનો ભારે છે. બેએક હજાર આપી શકે એમ હોય તો પ્રયત્ન કરું."

"એટલા બધા પૈસા તો ક્યાંથી લાવું?" ભવેશ ઢીલા પડેલા અવાજે બોલ્યો.

વિનોદ: "અરે વાહ! વિરાજને માટે તું આટલું કરી શક્યો તો વિરાજ તને આ વખતે બે હજાર રૂપિયા આપી બચાવી નહિ લે? ચાલ, હજારની ગોઠવણ કરી શકશે?"

"વિરાજ! વિરાજ! મને બચાવ. હરેન્દ્રના પૈસા તને મારે લીધે મળ્યા છે; એમાંથી હજાર કાઢી આપ." ભવેશે દીનકંઠે વિરાજને વિનવણી કરી.

કાંટાથી કાંટો કાઢવો—એ ન્યાયે વિરાજે આવેલી તક જતી ન કરી. તે મક્કમ અવાજે બોલી: "વાહ રે, એને બચાવી જાતે મરવા પડું! હું તે કંઈ એની પરણેતર વહુ છું શું? હરેનની પાસેથી લે જોઈએ તો."

વળી વિનોદ બાબુ જોરથી હસ્યા. બોલ્યા: "કેમ, જોઈને આ તારી વિરાજ? ઘરનું સર્વસ્વ છોડી દીધું જેને માટે, આજે ખરે વખતે એ શું કહે છે તે સાંભળ્યું ને? અને વિચાર કર, ઘરની વહુ હોત તો શું કહેત? ગમે તે રીતે, પોતાની જાતને વેચીને પણ મદદ કર્યા વિના રહેત ખરી કે? આટલા દા'ડા આંખો ફૂટી ગઈ હતી કે? ચાલો હવે જેલમાં. હા, ત્યાં તો વિરાજ નહિ મળે. જોઈએ તો એની એકાદ છબી લઈ લે સાથે."

છેવટે ભવેશને થાણામાં લઈ જવામાં આવ્યો.

## ૪૧

સેશન કોર્ટમાં ભવેશનો ન્યાય તોળાયો. વિનોદ બાબુ, વિરાજ તથા વિનોદિનીએ તેની વિરુદ્ધ સાક્ષી આપી. ભવેશે ગુનો કબૂલ કરી લીધો.

ન્યાયાધીશે પૂછ્યું: "તમે આમ શું કામ કર્યું?"

ભવેશે નીચે મોંએ જવાબ આપ્યો: "મારી પાસે પૈસા ન હતા. વિરાજ પૈસા અને ઘરેણાં માટે ભારે હેરાન કરતી હતી. છેવટે ચોરી કરીને એનું મનોરંજન કર્યું.

સરકારી વકીલે પૂછ્યું: "વિરાજને રીઝવવા માટે કેટલી વાર આવો ધંધો કર્યો છે?"

ભવેશ કંપી ઊઠ્યો.

ન્યાયાધીશે કહ્યું: "તમે આ પ્રશ્નનો ઉત્તર આપવા બંધાયેલા નથી."

ભવેશ તેમની તરફ જોઈ ધીમે ધીમે બોલ્યો: "હું ગુનેગાર છું."

અને તેને દોઢ વરસની સખત મજૂરીની સજા થઈ. કોર્ટ ઊઠી ત્યારે સૂર્ય અસ્ત થવામાં હતો. ભવેશે જોયું કે તેની પાપસહચરી

ભારે કૌતુકપૂર્વક હસતી હસતી બહાર નીકળી રહી હતી. એ ક્રૂર હાસ્ય ભવેશને ઝેર જેવું થઈ પડયું. વિરાજની સાચી માટીની ખરી જાણ તેને આજે જ થઈ. મોહાંધ બની તેણે તેની સ્વાર્થપરતા, અવજ્ઞા વગેરે જોયાં ન હતાં. હવે તેને સમજાયું હતું કે વિરાજ પિશાચ હતી. જેના જોર ઉપર તે આટલે ઊંચે આવી હતી, તેના જ પતન ઉપર તે આનંદનું હાસ્ય કરી રહી હતી. એના રાક્ષસી ચરિત્રમાં કૃતજ્ઞતાનો અંશ નથી, પ્રણયની છાયા સુદ્ધાં નથી. આજે તે બધું સમજી શકયો છે, પરંતુ આજ લગી તો એણે એ વિષ–લતાને પોતાને ગળે લપટાવીને મોજ માણી હતી. પણ ભવેશનો એમાં શો દોષ? એક વાર મોહમાં પડયા પછી એ સુપાત્ર હો કે અપાત્ર હો, એ બંધન કાપવુ અશકય હોય છે. એ સ્મૃતિ ભૂંસી નાખવા જતાં હ્રદય ભાંગીને ટુકડા થઈ જાય છે. ભવેશ પાપિણીને ભૂલવા ઈચ્છતો હતો, પણ ભૂલી શકતો ન હતો. અને તે એ પાપિણી પાછળ વ્યાકુળ નેત્રે જોઈ રહ્યો. તે દૃષ્ટિની બહાર ચાલી ગઈ, પણ સ્મૃતિની બહાર નહિ.

ભવેશના હાથમાં કડી પડી ત્યાં લગી એ વિરાજના જ વિચારમાં હતો. જે ભવેશે જિંદગીમાં કદી પણ દુ:ખની કલ્પના કરી ન હતી, એક ટીપું આંસુ જેની આંખમાંથી ઝર્યું નથી, આજે તેના દિલમાં ભયંકર મર્મભેદી વિષાદ ભરાઈ બેઠો છે. કદી નહિ અનુભવેલી આગ તેના હ્રદયને બાળી રહી છે, એની આંખને ખૂણે બે બિંદુ આવી જામી ગયાં છે.

પોલિસનો ધક્કો વાગતાં તે પૂરા ભાનમાં આવી ગયો. નીચે મોંએ ધીરે ધીરે તે આગળ ચાલવા લાગ્યો. થોડી વારમાં તે જેલના દરવાજે આવી પહોંચ્યો. ભીષણ જેલનાં બારણાં ખણણ કરતાં ઊઘડયાં ને ભીડાયાં. ભવેશનો પ્રાણ રડી ઊઠયો.

એક બે દિવસ કરતાં એક મહિનો વીતી ગયો. તે ભારે મજૂરી

કરી રહ્યો હતો. કશો ઉપાય ન હતો. રોજની 'વરધી' પૂરી ન થાય તો ઉપરથી સજા. ભવેશ સજામાંથી બચવા માટે થાય એટલી મહેનત કરતો હતો. નવરો પડતાં આકાશ તરફ જોઈ નિસાસા નાખતો. રાત્રે કઠણ પથારીમાં પડ્યો પડ્યો પોતાના અધઃપતનની કથા વિચારતો અને રડ્યા કરતો. ભવેશના હૃદયનો એક ખંડ ખુલી ગયો હતો, તેમાં નજર કરતાં તે પોતે જ આશ્ચર્ય પામતો. તેની હૃદયવીણા આજ લગી મૂંગી હતી. આજ લગી તો જાણે કોઈકે ઈન્દ્રજાળ પાથરી એ સૂતેલા તારને બુઠ્ઠા બનાવી દીધા હતા. પણ આજે તેની આંખો સામે સંસારરૂપી રંગભૂમિનો પડદો ઊંચકાઈ રહ્યો છે અને એક મહાન દૃશ્ય દેખાવા માંડ્યું છે.

પ્રથમનું જીવન સ્વપ્નવત્, ધૂળની રમતની જેમ ઊડી ગયું છે: માત્ર એની સ્મૃતિ જ રહી છે. ઉન્મત્તતા, પાપની લોલુપતા, અમાનુષિતા, મત્ત પવનની જેમ શાંત કુસુમકળીઓને છૂંદી ચાલ્યા જવું વગેરે એનું જીવન હતું. મૈત્રી અને પ્રેમની છેતરપિંડી, નીચ સ્વાર્થપરતા—એ હતું એનું જીવન. પણ હવે એ પિશાચ જીવન ખલાસ થઈ ગયું છે. હરેન્દ્ર, વિરાજ તથા પાપી મંડળી એક બળતી સ્મૃતિ રાખીને ક્યાંય ભાગી ગયાં છે.

પાછળ તપ્ત મરુભૂમિ છે, સામે દલિત પુષ્પોનું ઉદ્યાન છે. ભવેશનું આ દ્વિતીય જીવન છે! ઓહ! આ ગુલાબ ને ચંપો બિચારાં સુકાઈ ગયાં છે! અશ્રુનો દરિયો એમના મૂળમાં રેડયે, હૃદયનો લોહીનો ઝરો આખો રેલાવ્યે પણ એ ફરી પુનર્જીવન પામે એવી આશા નથી. એમની સુગંધ ભવેશ સદાને માટે ગુમાવી બેઠો છે. ધીરેન—મા—ક્યાં છે આજે? શું પ્રાયશ્ચિત્ત કર્યે, શો આત્મત્યાગ કર્યે એમને પાછાં પામી શકાય? આ જેલ ને ફટકા શી રાખધૂળની સજા છે!

વૃથા અનુશોચના, વૃથા ક્રંદન, વૃથા વિલાપ!

ભવેશ આટલા દિવસમાં પ્રાણ ભરીને રડતાં શીખ્યો છે. આજે એને કોઈ આશ્વાસન આપનાર હોય તો કેટલું સુખ થાય! પણ આ દુનિયામાં એને દુ:ખે દુ:ખી થાય એવું કોણ હોય? ઊંઘતાં ને જાગતાં ભવેશ જોતો કે જાણે કોઈક દિવ્ય મૂર્તિ દયાર્દ્ર વદને તેની આજુબાજુ આંટા મારી રહી છે. એ મૂર્તિને જોતાં ભવેશ ચમકતો, કંપતો અને હૃદયનાં બારણાં ભીડી દેતો. એ કઈ હિંમત ઉપર તેના કલુષિત દિલમાં તેને સ્થાન આપે?

દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા. અનુતાપનાં આંસુમાં તેનું પાપી દિલ ધોવાઈને સ્વચ્છ બન્યું. ભૂતકાળનું જીવન તેના દિલમાં ગ્લાનિ જમાવી જતું. એ વિચારતો—'મેં કેવો સર્વનાશ કર્યો! પાપમાં ડૂબી જઈ મેં કેવું અધ:પતન વહોરી લીધું! આજે હું કેદી — ચોર છું! હાય રે! મને મરણ શું કામ ન લાધ્યું? હું જ તો છું હિરણ્મયીની આત્મહત્યાનું કારણ. કહે કે ભગવાને તને થોડી સજા કરી બચાવી લીધો છે. જિંદગીમાં એક દા'ડો પણ એનું પવિત્ર નામ કદી ઉચ્ચાર્યું નથી. ઉચ્ચ કુળમાં જન્મીને જીવન તો ચંડાળના જેવું વીતાવ્યું છે.

ઓ રે! મેં શું કામ આ પાપાચરણ કર્યાં? ચોરીનું ધન મેં તો ભોગવ્યું નથી; બધું જ પેલી રાક્ષસી વિરાજને આપી દીધું છે. અને છેલ્લી ક્ષણે એણે સામું પણ ન જોયું! ઊલટી, મારી સામે સાક્ષી આપી! ના — ના — એમાં એ શું કરે? એની શી મગદૂર? ભગવાને જ ન્યાયની દૃષ્ટિએ મને સજા અપાવી છે. ઓ વિજયા! તારા નિસાસા આજે ફળતા લાગે છે. મેં ધર્માર્થી નારીને હડસેલી પિશાચિનીને સંગ કર્યો. સ્નેહાધાર માતા, કન્યા, પુત્ર અને તારા જેવી સતી સાધ્વી ગુણવતી નારીને આખર લગી પીડા આપી. કુટુંબધર્મને લાત મારી સદા પાપોન્મત્ત જીવન ગાળ્યું! અને એ બધાનું ફળ એક દહાડો પામ્યો. એ મહાપાપનું પ્રાયશ્ચિત્ત આજે કરી રહ્યો છું.

## ૪૨

એક વરસ તો વીતી ગયું. ભયંકર દુઃખમાં ભવેશે આ લાંબો સમય વીતાવ્યો છે. કંટકશય્યા પણ આટલી કષ્ટકર નથી હોતી. હજી તો છ મહિના કાઢવા પડશે!—અને એ વિચાર આવતાં જ ક્ષોભ અને નિરાશાથી તેના ચિત્તમાં કાંટા ભોંકાતા. કઠોર પરિશ્રમ, નિષ્ઠુર શાસન, એ જ ગંદો આહાર અને એ જ ત્રાસજનક સહવાસ! હજી છ મહિના? ઓહ! ત્યાં લગી જીવાશે ખરું? ભવેશ ભગવાનને પ્રાર્થના કરતો કે આખર લગી સહેવાનું બળ આપે; બહાર નીકળી ઘેર જઈ વિજયાને પગે પડી ક્ષમા યાચના કરીશ; વિમલાના કુમળા હાથ પકડી પ્રાયશ્ચિત્તનાં આંસુ વડે એનું સિંચન કરીશ; એ જ છે એકમાત્ર જીવનની આરત. બસ, આટલી આરત ફળે તો જીવનનો કેટલો બધો ભાર હળવો થઈ જાય! ઓહ! એક વાર એવો સુયોગ મળે તો પછી આખી જિંદગી આનંદપૂર્વક કુટુંબ સહિત વ્યતીત કરીશ.

પણ કોણ જાણે વિમલા અને વિજયા કેવી હાલતમાં હશે? એમનું ભરણપોષણ કોણ કરતું હશે? વિમલાનાં લગ્નનું શું થયું હશે?

ભવેશ જાણતો હતો કે તેઓ કૃત્તિબાસને ત્યાં ગયાં છે, અને સ્નેહ-પૂર્વક ભાઈ એમનું પાલન કરે છે. વિજયાના પોતાના જ પત્રથી એ સમાચાર તો મળ્યા હતા. કૃત્તિબાસ અને હરિચરણ છે ત્યાં લગી એ લોકો ભૂખે તો નહિ જ મરે, એટલું આશ્વાસન તો ભવેશને હતું જ. પણ વિમલાનાં લગ્નનું શું ? દોઢ વરસ પછી જેલમાંથી છૂટીને પણ કશાં સાધન-સંપત્તિ વિના તો શી રીતે કન્યાના લગ્નનું ગોઠવી શકાશે ? અને સમજો કે કૃત્તિબાસ તથા હરિચરણની મદદથી પૈસાની ગોઠવણ તો થઈ ગઈ, પણ કેદી ભવેશની દીકરી શું ભદ્ર સમાજમાં સ્થાન પામશે ? વિમલાનું સૌંદર્ય શું તેના પિતાના કલંકને ઢાંકી શકશે ? અસંભવ. ભવેશ જ્યાં લગી જીવતો હશે ત્યાં લગી તો કોઈ એની કન્યાનો સ્વીકાર નહિં કરે. એક દિવસ વિપિનની સાથે વિમલનાં લગ્ન બાબત હરિચરણે ભવેશને સમજાવવા કેટલું બધું કર્યું હતું ! એક રાતે એ જ વાત માટે વિજયાએ લાત સુદ્ધાં ખાધી હતી ! ભવેશની આંખો સામે એ ચિત્રો તરવરી ઊઠ્યાં. ઓહ ! પાપની કેવી રોમાંચક સ્મૃતિ ! એ પ્રસંગો સ્મૃતિ બહાર ચાલ્યા જાય તો કેટલું સારું ! અરેરે ! ભગવાન મરણ પણ મોકલતો નથી !

અનંત અવિરામ સ્મૃતિ એક પછી એક ચઢી આવી હતભાગીના હૃદયને વ્યથિત કરી રહી. એણે અપાર આંસુ ઢાળી એ આગને બુઝાવવા ભારે પરિશ્રમ લીધો. ભગવાનને પોકારી પોકારી કહી રહ્યો કે આ દુર્બળ હૃદયને થોડુંક તો બળ આપ.

જેલમાં એક પીપાળાનું વૃક્ષ હતું. ભવેશ એ વૃક્ષ નીચે બેસી વિષાદમગ્ન બની ગયો છે. એવામાં નજર ઊંચી જતાં જુએ છે તો એની શાખામાં એક સ્થળે પત્રનિકુંજમાં એક કબૂતર પ્રેમાનંદપૂર્વક કૂજન કરી રહ્યું છે. માદા પાસે બેઠી છે. પણ સહચરની સામે નજર પણ કરતી નથી. વચ્ચે વચ્ચે કંટાળીને ઊલટી જરા દૂર સરકી જાય છે. કપોતરાજ ઉચ્ચ કક્ષાના પ્રેમિક છે. તેની કરુણસાધ્ય–સાધના

તથા પ્રણયિનીના મનોરંજન માટેની તેની સતત સાધના માનવીને માટે અનુકરણીય છે. એ સમયે કોઈ કવિ હાજર હોત તો કપોતના કૂજનમાં 'देहि पदपल्लवमुदारम्' સાંભળત. ભવેશે કપોત-કપોતીની લીલા બીજી જ આંખે જોઈ. અને દીર્ઘ નિઃશ્વાસ નાખી તે વિચારી રહ્યો — 'એ દિવસે શું થશે? હું શું આ કપોતની જેમ મારી વિજયાને ચરણે મસ્તક નાખી ક્ષમાભિક્ષા માગી શકીશ? હું ગમે તેટલો નીચ હોઉં તોપણ વિજયા મને કદી નહિ ધુત્કારે. વિજયા જરૂર ક્ષમા આપી પ્રેમથી નવરાવી દેશે. હાય રે! આજ લગી મેં ખરેખાત મારા ગૃહદેવતાને પાયે ઠેલ્યો છે.'

એકાએક પાંદડાંમાં સડસડ અવાજ થતો સાંભળી તે ચમકી ઊઠ્યો. કપોતી ઝાડ ઉપરથી નીચે પડી રહી છે અને કપોત ત્રસ્તભાવે ઊડી ભાગી રહ્યો છે. એક કેદીએ કર્કશ ઉલ્લાસપૂર્વક દોડતા આવી કપોતીના લોહીલુહાણ દેહને ઉઠાવી લીધો. તેણે પથ્થર વડે કપોતીને ઘા કર્યો હતો. ભવેશ આ ક્રૂરતા જોઈ અત્યંત દુઃખી થયો, અને તેનો હાથ પકડી બોલ્યો: "ભલા! નિરપરાધ પંખીને શું કામ મારી નાખ્યું? હજી કદાચ જીવી જશે, મહેરબાની કરી મને આપી દે."

કેદીએ એનો હાથ તરછોડી કાઢી લાલ આંખે જવાબ આપ્યો: "અરે વાહ રે ગરીબોના બેલી! દિલમાં એટલી બધી દયા હતી તો મરવા અહીં આવ્યો?"

ભવેશ: "ભાઈ, ચિડાઈશ નહિ. પંખીએ તો કંઈ ગુનો કર્યો નથી."

કેદી વિકટ હાસ્ય કરી બોલ્યો: "અરે, આ તો સાવ ઉલ્લુ દેખાય છે! દુનિયા જોઈ જ લાગતી નથી. દોષ કરે તો તો મરે જ, એમાં નવાઈ શી? અમારો કાયદો જુદો છે. આ તો એક પંખી છે, પણ રૂપને કારણે કંઈ કેટલાંય આ હાથમાં એમ ને એમ આવી ગયાં."

પણ ભવેશનો જીવ એટલો બધો આર્દ્ર બની ગયો હતો કે

તેનાથી આ 'જુદો કાયદો' વિનાદુઃખે સહેવાયો નહિ. એણે ફરી પૂછ્યું : "ભાઈ, પંખીને મારી તેં તારું શું સિદ્ધ કર્યું ?"

કેદી ભવેશ તરફ કઠોર દૃષ્ટિપાત કરી બોલ્યો : "વળી પાછી એ જ વાત ? તો સાંભળ મૂરખ ! સાત વરસની સજામાં ચાર હજી બાકી છે, રોજનો ધંધો જો છેક જ ભૂલી જાઉં તો પછી કેમ ચાલે ? બહાર જઈને ખલાસ જ થઈ જાઉં ને ? એટલે વચ્ચે વચ્ચે લોહી તો જોવું જ રહ્યું. અરે, શું કહું તને, મન તો થઈ જાય છે કે તારું માથું હમણાં જ ચીરી નાખું."

દગાબાજી અને માનવહત્યાના ભૂખ્યા આ ગુંડાની વાત સાંભળી ભવેશ ડઘાઈ જ ગયો. તે આંસુભરી આંખે ઘાયલ કપોતીનો તરફડાટ જોઈ રહ્યો. ગુંડાએ તેની સામે જોઈ ક્રોધપૂર્વક પંખીની ડોક મચડી નાખી અને મરેલા પંખીને તેના શરીર ઉપર ફેંકી તે ચાલતો થયો.

એક રાતે ભવેશે દુઃસ્વપ્ન જોયું. જાણે પોતે છૂટી ગયો છે. હોંશભર્યો તે ઘેર જઈ રહ્યો છે. દૂરથી ઘર તરફ નજર કરતાં તેનો જીવ અનેક પ્રકારની આશંકા કરી રહ્યો. શરીર થીજવા લાગ્યું. એવે વખતે હરિચરણ આવી તેને મમતાપૂર્વક પોતાને ઘેર લઈ ગયો. અંબિકા અને ફળિયાની ડોશીઓ ભવેશને ઘેરી વળી. સૌનાં મોં ખિન્ન છે, આંખો અશ્રુભરી છે. ભવેશે વ્યાકુળભાવે વિજય તથા વિમલાની ખબર પૂછી. અને સૌ સ્ત્રીઓ મોટેથી રડી ઊઠી. ભયંકર આઘાત પામતાં ભવેશની આંખો ઊઘડી ગઈ.

હરિચરણ ક્યાં? અંબિકા ક્યાં? ઓહ! તમે બધાંએ આ અભાગીને હૃદયથી દેશવટો દીધો છે? એક વરસથી વધારે થઈ ગયું છે—વિજયા કે વિમલની કશી જ ખબર મળી નથી. કૃપા કરી એક વાર તો મળી જાઓ. એક વાર એમના કુશળસમાચાર તો આપી જાઓ—ભવેશ અસ્વસ્થ બની બબડી રહ્યો હતો.

ભવેશની ઇચ્છા ફળી. બીજે જ દિવસે હરિચરણ મળવા આવ્યો.

ભવેશ જેલમાં આવ્યો એ અરસામાં હરિચરણ મનોરમાની

માંદગીમાં રોકાયેલો હતો. તે તદ્દન સારી થઈ જઈ રાજગામ પણ આવી ગઈ. પછી હરિચરણે ભવેશના ખબર કાઢવા પ્રયત્ન કર્યો હતો. એનું સર્વનાશ તો થઈ ગયું છે, હવે વધારે શું થવાનું હતું? કદાચ હવે એને ભાન પણ આવ્યું હોય, કદાચ પ્રાયશ્ચિત્તની આગમાં તરફડી રહ્યો હોય! આવે વખતે એને સાવ તરછોડવો તો યોગ્ય નથી. અને એણે એની તપાસ કરતાં આખરે બધી માહિતી મેળવી મુલાકાતે આવવાનું નક્કી કર્યું હતું.

એકાએક હરિચરણને જોતાં ભવેશ ચોંકી ઊઠ્યો. અને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો.

હરિચરણ પણ થોડી વાર તો એકીટશે તેને જોઈ રહ્યો. આખરે દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો: "ભવેશ! આટલે દા'ડે સમજાયુંને કે પાપની સજા ભોગવવીજ પડે છે. નરક આ નહિ તો બીજું ક્યું?"

"હરિ! હું મહાપાપી છું. મને પૂરી સજા થઈ છે." એમ બોલતો તે રડી પડ્યો.

હરિચરણ: ભવેશ! કદાચ આટલી સજા પૂરતી નથી. ભગવાન હજી તો ન્યાય તોળવા બેઠો છે.

ભવેશ બે હાથે પોતાની છાતી પર હાથ રાખી દીનવદને બોલ્યો: "હરિ! ભગવાને સજા ઓછી નથી કરી. મારું દિલ ચીરી બતાવી શકાતું હોત તો તને એની જાણ થાત. ઓહ! દાવાગ્નિ ત્યાં સળગી રહ્યો છે. પાપ! પાપ! જ્યાં જ્યાં નજર કરું છું ત્યાં ત્યાં પાપ–લીલાનું પરિણામ દેખાય છે. આંખો બંધ કરું છું તોય એજ ચિત્ર અંદર ફૂટી ઊઠે છે. ક્યાંય શાંતિ નથી. બોલ, શું પ્રાયશ્ચિત્ત કરું? મેં વિચાર્યું જ હતું કે બધું દુઃખ દિલ ખોલીને રડીશ; પણ એનો હજારમો ભાગ પણ વ્યક્ત કરી શકતો નથી. ભાઈ, હું જાણે મનુષ્ય–નામને યોગ્ય જ

નથી રહ્યો. મા, ધીરેનને તો ગુમાવી બેઠો છું. ઓ મૃતાત્મા! આ પાપીની સજા તરફ નજર કરો. તમને સતાવાય એટલાં સતાવ્યા છે. કૃપા કરી ક્ષમા કરો. વિજય! વિમલ! તમે આ પશુને પાલવે પડી ઘડીભર પણ સુખ પામ્યાં નથી. ભાઈ, તારી તરફ પણ રાક્ષસી વર્તન કર્યું છે. તને ઓછો દુઃખી નથી કર્યો. બોલ, ક્ષમા આપશે ને?"

હરિચરણનું દિલ દ્રવી ઊઠ્યું. તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: "ભાઈ, શાંત પડ. ખરેખાત તેં મારો કંઈ પણ ગુનો કર્યો હોય તો એની માફી માગ્યા પહેલાં જ મળી ગઈ છે."

હરિચરણને લાગ્યું કે ભવેશે તેના કુટુંબના સર્વનાશની વાત જાણી લીધી છે. પણ ખાતરી ન થઈ. તે બોલ્યો: "ભવેશ, થવાનું થઈ ગયું છે. હવે તો ધીરજપૂર્વક બાકીના દિવસો કાઢી નાખ. રાત–દિવસ ભગવાનનું નામ લે. એની કૃપાકણી હશે તો આપણો ઉદ્ધાર થશે. ઓહ! પહેલાંથી જ જો તું સમજ્યો હોત તો આજે કુટુંબ સાથે સુખે જીવન ગુજારી રહ્યો હોત. પણ પાપમાં ડૂબી તેં એ સુખ સદાને માટે ગુમાવ્યું છે!"

"શું, શું, શું બોલ્યો હરિ? સદાને માટે ગુમાવી બેઠો છું?" ભવેશ પોતાની વજ્રમુઠ્ઠીમાં હરિચરણનો હાથ પકડી લઈ ઉદ્વેગભર્યા ભીષણ કંઠે બોલી ઊઠ્યો. એ ક્ષણે એ દુર્ભાગીના સંતાપ-જર્જરિત હૃદયમાં જે તુમુલ ઝંઝાવાત મચી રહ્યો હતો, એની કલ્પના પણ કરવી મુશ્કેલ છે. પાણીમાં ડૂબતા માણસના હાથમાં આવેલું આખરી તણખલું છૂટી જતાં માણસ જે ભયંકર ચીસ નાખી ઊઠે છે એવી જ ચીસ ભવેશના મુખમાંથી નીકળી પડી.

હરિચરણ જડસડ બની ગયો હતો, ભવેશની હૃદયવિદારક ચીસ સાંભળી તેના રોમરોમમાં જાણે કાંટા વાગતા હતા! ક્ષણવાર બન્ને જણ નિર્વાક્ બની સામસામે જોઈ રહ્યા.

ભવેશ થરથર કંપતો હતો. એના ધ્રૂજતા હાથમાં હરિચરણનો

હાથ પડેલો હતો. જાણે તેના આખા શરીરમાં વીજળી દોડી રહી હતી. તે જડ અવાજે પૂછવા લાગ્યો : "હરિ ! તેં શું કર્યું ? બોલ, મારી વિજય ને વિમલ ક્યાં છે, એમને કેમ છે ? ઓહ ! બોલ, જીવ રૂંધાય છે."

"વિમલ ને વિજય ! ઓહ, સત્યાનાશ ! આજે હું બેસાવધાનીમાં નરહત્યા કરી રહ્યો છું !"—હરિચરણના મગજમાં સવાલ ઊઠયો. તેની આંખે અંધારાં ફરી વળ્યાં અને તે નીચે બેસી પડયો. બીજી જ ક્ષણે ભવેશ એના ચરણોમાં પછડાઈ પડયો.

થોડી વારે પાણી વગેરે છાંટતાં તે ભાનમાં આવ્યો. અને તેણે પહેલો એ જ સવાલ કર્યો : "હરિ ! બોલ, વિજય તથા વિમલને કેમ છે ?"

જેલર પાસે જ ઊભો હતો, તેને સંબોધી બોલતો ભવેશ ઊભો થયો : "વિજયા—મારી પત્ની, વિમલ-મારી દીકરી થાય, બોલો, એ જીવે છે કે નહિ ! ને મને લાગે છે કે મારો પત્ર એમને પણ ગળી ગયાં."

જેલરે ભવેશને થોડુંક આશ્વાસન આપી હરિચરણને ઉદ્દેશી કહ્યું : "કેમ હરિ બાબુ ! એમને ઘેર તો સૌ સારાં છે ને ?"

હરિચરણે નજર ફેરવતાંજ જેલરે ઈશારો કર્યો, પણ ભવેશે એ અણસારો જોઈ લીધો અને તે રડી ઊઠયો : "બોલવાની જરૂર નથી. હું સમજી ચૂક્યો છું. સૌ અમને છોડી ચાલતાં થયાં છે. ઓ ભગવાન ! મારું સત્યાનાશ પૂરું થયું." અને એમ બોલતો તે મૂર્ચ્છિત થઈ ઢળી પડયો.

હરિચરણ એની પાસે બેસી પડી એના શરીરને ખોળામાં લેતાં બોલ્યો : "હાય રે ! કેવે દિવસે આવ્યો ! મેં પોતે જ જલ્લાદનું કામ કર્યું !"

૪૪

ભગવાનની મહેરબાનીએ હરિચરણ એક સુખી સંસારનો અધીશ્વર હતો. ઉત્તરોત્તર તેની ઉન્નતિ થઈ હતી. નવું ઘર પણ બાંધ્યું હતું, થોડી જમીન પણ લીધી હતી. થોડાં વરસોમાં તેણે સારી પ્રતિષ્ઠા અને સંપત્તિ પ્રાપ્ત કરી લીધાં હતાં. સૌ તેની સરળતા ઉપર ખુશ હતાં.

અંબિકાની બધી આફત ડૂબી છે. હવે તીર્થ કરવા જવાની એક ઇચ્છા રહી હતી. કાશી ધામમાં દેહ પડે એ એની ખેવના હતી. એણે પુત્રને આ ઇચ્છા જણાવી પણ હતી. હરિચરણે જવાબ આપ્યો હતો : "મા, હજી થોડા દા'ડા રોકાઈ જાવ. જે કાંઈ છે તે તમારે જ પુણ્યે છે. તમે ચાલ્યાં જશો તો અમને નહિ ગમે."

ખગેન ત્યાં જ ઊભો હતો. તે આ વાતચીત સાંભળી ખિન્ન બન્યો. ઠાકુરમા છોડીને ચાલ્યાં જશે? પુત્ર અને પૌત્રનું મોં જોઈ અંબિકાનું હૃદય ખળભળી ઊઠ્યું. વારંવાર ખગેનને ચુંબન કરી તેણે હરિચરણને કહ્યું : "બાબા, મારે તો તું જ બધાં તીરથ છે. કાશી

જવાની જરૂર જ શી છે? ગમે ત્યાં મરું, મારાં હાડકાં ગંગામાં પધરાવી આવજે, એટલે બસ."

સંસારની સારી લગામ મનોરમાના હાથમાં આવી ગઈ છે. સાસુની સેવા, બાળકનું લાલન—પાલન તથા સ્વામીનું સર્વાંગી સુખ એ જ તેના જીવનનું લક્ષ્ય છે. વિજયાના મૃત્યુ બાદ તેના હૃદયમાં વિષાદ અને ગાંભીર્યે સ્થાન કરી લીધું છે. વિજયાના અભાવે તેને આ સુખભર્યો સંસાર પણ અધૂરો લાગે છે.

ખગેન પાંચ વરસનો થયો છે. તેની સુંદર આંખો અને મુખ જોઈ તેને ખોળામાં લેવાનું દિલ થાય છે. એના વાંકડિયા વાળ પણ કેટલા આકર્ષક છે! બાળક અત્યંત ચતુર અને તીક્ષ્ણ બુદ્ધિનો છે. તેણે કબૂતરો પાળવા માંડ્યાં હતાં અને એના ખભા ઉપર એક-બે નહિ પણ આઠ–દસ કબૂતર આવીને બેસતાં ત્યારે એના આનંદનો પાર રહેતો નહિ. જાણે આખી દુનિયાનો ભાર એના ઉપર આવી પડ્યો હોય એમ એ અનુભવતો. રોજ સવાર–સાંજ એ પંખીઓનું ઉડ્ડયન એને ભારે આનંદ આપતું હતું. ઊડતાં ઊડતાં જ્યારે તેઓ આકાશમાં એક કાળી રેખા સમાં દેખાતાં ત્યારે બાળક તાળી બજાવવાથી થાકતો નહિ. એ એકદમ આનંદમાં આવી જઈ માતાને બોલાવીને બતાવતો. એના આનંદની જોડી–ધીરેન–તૂટી ગઈ હતી, એ એનું ભારે દુ:ખ હતું. અવારનવાર તે ધીરેન અને વિમલ દિદિની વાત કરી મનોરમાને રડાવતો પણ હતો. એ ક્યાં ગયાં? કેમ આવતાં નથી? એક વાર આવે, ને આ મારાં કબૂતરો જુએ તો એમને કેટલો બધો આનંદ થાય!-વગેરે વાતો તેના મનમાં જાગતી. પરંતુ માતા તેનો સંતોષજનક ખુલાસો આપી શકતી નહિ.

ખગેનનો જીવ આ રમત ઉપરાંત ભણવામાં પણ ચોંટવા માંડ્યો હતો. મનોરમા પોતે જ તેને ઉત્સાહ આપતી હતી. અલબત્ત, હજી

તે ઘણો નાનો હોઈ બહુ દબાણ પણ કરતી નહિ. પરંતુ ખગેન પોતે જ પોતાની મરજીથી અભ્યાસ માટે વધુ ને વધુ હોંશીલો બનતો જતો હતો.

ભવેશની સાથે હરિચરણે બે વાર જેલમાં મુલાકાત લીધી હતી. બીજી વારની મુલાકાત પછી તે ઘેર આવ્યો હતો ત્યારે અંબિકાએ પૂછ્યું : "ભવેશના શા ખબર છે? મુલાકાત તો થઈ ને? હજી ક્યાં સુધી એને રહેવું પડશે?"

હરિચરણ : ઓહ! બિચારો પારાવાર દુઃખી છે. જેલમાં ગયો ત્યારથી જ એની આંખો ઊંડી ગઈ છે. બળી બળીને શરીર દુબળું પડી ગયું છે. ઓહ! મને જોતાં તો એ કેટલો ગળગળો થઈ જાય છે! એનું દુઃખ ને એના દિલની બળતરાથી રડી રડી ખાખ થઈ રહ્યો છે. અરે, વિમલ અને વિજયની પણ પહેલાં તો એને ક્યાં ખબર હતી?

અંબિકા : પછી?

હરિચરણ : પછી શું—મેં જ સર્વનાશ કર્યો. વાતવાતમાં એવું બોલી નાખ્યું કે એ બધું સમજી ગયો. અને ચીસ પાડી મૂર્ચ્છા ખાઈ ઢળી પડ્યો.

અંબિકા : હાય મા! શું કહે છે?

હરિચરણ : બીજી વાર તો એને ઓળખી પણ ન શક્યો—હું તો એને જોઈને જ થથરી ઊઠ્યો. એ બોલ્યો : "ભાઈ! મારી છેલ્લી આશા પૂરી ન થઈ. ભગવાન પાસે રોજ પ્રાર્થના કરતો હતો કે વિજયા અને વિમલની પાસે જઈ એમની ક્ષમા માગી ભારમુક્ત થઈશ. પણ ભગવાન મને એટલી શાંતિ પણ આપતા નથી. આખી દુનિયા હવે મારે માટે અંધકારમય છે. આ લોક ને પરલોક બધે જ મારે માટે તો નરકયાતના જ છે! ભાઈ, બોલ, મારું શું થશે?" જેલર તો કહેતા હતા કે એને ક્ષય થયો છે, એમ જેલના ડૉકટરે કહ્યું છે. મા! હું જ એના આ સર્વનાશનું કારણ છું.

અંબિકા : ભગવાન એનું રક્ષણ કરો. હેં ભાઈ, બહુ ચિંતા જેવું તો નથી ને?

હરિચરણ: "ચિંતા તો ખરી જ ને! ક્ષય વળગ્યો પછી એમાંથી કોણ છટકી શક્યું છે? આજ નહિ, કાલ નહિ તો ચાર આઠ મહિને પણ, વરસે પણ જીવ લીધા વિના એ રોગ નહિ જંપે. ઓહ! મેં જ..."

અંબિકા : એ શું બોલ્યા કરે છે? તને પણ સમજાવવું પડે? એ વાત કંઈ છૂપી રહેવાની હતી? એ તો તારું નિમિત્ત. બીજું શું? બાકી કર્મનું ફળ ભગવાન આપે જ છે. એમાં તું શું કરે?

હરિચરણ : મા! એમ સમજવા છતાં મન માનતું નથી. આ ખબર મેં ના કહી હોત તો એનું આમ અકાળ–મૃત્યુ ન થાત, એમ મને થયા જ કરે છે. કદાચ જિંદગી સુધી આ દર્દ નહિ દૂર થાય.

મનોરમા આ વાત સાંભળી વ્યાકુળ બની.

# ૪૫

આજ ચાર મહિના વીતી ગયા છે. ખગેન સવારમાં ઓટલે બેસી પાઠ કરી રહ્યો છે. આજે તેની પરીક્ષા લેવાની છે. પરીક્ષા હરિચરણને હાથે થશે. ખગેનની શિક્ષિકા મનોરમાની પરીક્ષા પણ સાથે સાથે થઈ જશે.

આગલી રાતે મનોરમાએ પૂછ્યું: "હેં, કાલે ખગેનની પરીક્ષા છે?"

હરિચરણ: "હા, પણ એ પહેલાં એના શિક્ષકની પરીક્ષા લેવી પડશે."

મનોરમા: "શિક્ષકની પરીક્ષા લેતાં પહેલાં એનો પગાર કેટલો ચઢી ગયો છે, એનો ખ્યાલ તો કર્યો છે ને? પગાર આપવો નહિ ને પરીક્ષા લેવી છે!"

હરિચરણ: ઠીક છે, હિસાબ રજૂ કરો. પાછલો બધો પગાર ચૂકવી આપવામાં આવશે.

મનોરમાએ કહ્યું: જુઓ તો, પહેલાં તો મારે ઘણું લેણું

બાકી છે. વ્યાકરણ, અંકગણિત વગેરે તો મારા ગુરુજીએ જ હજી મને શીખવ્યું નથી. કોણ જાણે પોતાની પૂંજી ઓછી થઈ જાય એમ માની નહિ આપ્યું હોય !

હરિચરણ ગંભીર થઈ બોલ્યો : “ મનો ! તું તો જાણે છે કે તને ઉચ્ચ શિક્ષણ આપવાનો મારો કેટલો બધો આગ્રહ હતો. પણ આજ લગી તો એવો સુઅવસર જ લાધ્યો નહિ. ”

મનોરમા : અરે, પણ તમને કોણે કહ્યું કે મને ઉચ્ચ શિક્ષણ નથી મળ્યું ? વારુ, લ્યો તો પરીક્ષા. જુઓ, આ ઘરની ભૂગોળ, રસોડાનું પદાર્થવિજ્ઞાન તથા ધર્મ અને નીતિતત્ત્વમાં રામાયણ, મહાભારતનું વાચન–આટલું શિક્ષણ તો મેં લીધું છે. સુખ–દુઃખમાં, સંપદ–આપદમાં પતિ એ જ એકમાત્ર આરાધ્ય દેવ છે. બોલો, તમારા ઉચ્ચ શિક્ષણમાં આ જ્ઞાન ક્યાંય આવે છે ?

હરિચરણ પ્રીતિપ્રફુલ્લ નયને મનોરમા તરફ જોઈ બોલ્યો : “ ખરી વાત છે. અમારું ઉચ્ચ શિક્ષણ તો નામનું જ છે. સાચું ઉચ્ચ શિક્ષણ તો તું જ પામી છે. ”

મનોરમા : છોડો એ વાત. ચાલો હવે બાકીનો પગાર ચૂકવી દો.

અને સ્વામીએ મનોરમાને ચુંબન–આશ્લેષમાં જકડી લીધી.

બીજી સવારે ખગેન એક કવિતા મોઢે કરવા મથતો હતો. એટલામાં એક બિલાડીનું બચ્ચું ત્યાં આવી પહોંચ્યું અને ખગેનનો જીવ એમાં ભરાયો. એ તો હતી ખગેનની પ્રિય ‘ પુસી. ’ તે એવી તો કૂદકા ભરતી અને ગેલ કરતી હતી કે છેવટે ખગેને ચોપડી બાજુએ મૂકી અને પુસી સાથે રમવાની શરૂઆત કરી દીધી.

એવામાં હરિચરણની નજર પડી ગઈ: “ ખગેન ! શું ચાલે છે ? વાંચવાનું પતી ગયું ? ”

બાળક ભોંઠો પડી મૂંગો રહ્યો.

હરિચરણ : તું તો વાંચવાનું મૂકી રમવા લાગી ગયો ? લાવ તો ચોપડી.

ખગેન ચોપડી લઈ આવ્યો.

હરિચરણ : બોલ, કેટલી કવિતા મોઢે થઈ?

ખગેન મૂંગો રહ્યો.

"જો, અહીં બેસી વાંચવા માંડ, મોઢે થઈ ના જાય ત્યાં લગી ઊઠવાનું નથી, હોં." કહી હરિચરણ ચાલ્યો ગયો.

ખગેન સમજી ગયો કે એણે ઠીક કર્યું ન હતું. એથી તે મોં નીચું નમાવી આજ્ઞા મુજબ વાંચવા બેસી ગયો. રોજ તો જલદી યાદ કરી લેતો, પણ આજે કંઈ યાદ જ રહેતું નથી. રમતને લીધે તેની એકાગ્રતા તૂટી ગઈ હતી. આ પુસીએ જ મારું ભણવાનું બગાડયું છે, એમ તે મનમાં ને મનમાં વિચારી પુસી પર ચિડાઈ ગયો.

ખગેન ભારે મૂંઝવણમાં પડી ગયો. એને થયું કે માતાને કાને આ આપદાની વાત પહોંચે તો છૂટકારો થાય. એમ વિચારી તે જોરશોરથી કવિતા ગોખવા લાગ્યો અને વારંવાર અંદરના ખંડમાં નજર કરવા લાગ્યો. કહેવાની જરૂર નથી કે તેનું મોટેથી ગોખવાનું નકામું જ ગયું. મન એમાં ચોંટયું નહોતું. આમ, કલાકેક વહી જતાં ખગેન પિતા સજા કરશે એમ વિચારી બી'વા લાગ્યો.

આખરે વિધાતાએ ખગેન ઉપર દયા કરી. મનોરમા દૂધ લઈને આવી અને બોલી : "ત્યારનું કશું ખાધું નથી. તે આ દૂધ પી લે, પછી વાંચ."

ખગેને જુઠ્ઠો ગુસ્સો બતાવી કહ્યું : "ના, મારે નથી પીવું. કવિતા મોઢે થઈ નથી. બાપુ લડશે."

મનોરમા : લડે શું કરવા ? હું કહીશ એમને.

બહાર સંભળાતા પગનો અવાજ પરખી ખગેન વધુ ગભરાયો ને દૂધ પીવાની ના પાડી. હરિચરણે આવતાં મનોરમાને કહ્યું: "ખગેન આજે કવિતા મોઢે ન કરતાં રમવા લાગી ગયો હતો. શિક્ષકના જ ઢીલાપણાનું આ પરિણામ છે. કાલે તો બહુ બડાશ મારી પગાર વસૂલ કર્યો છે!"

મનોરમા હસી, દૂધનો પ્યાલો ખગેનના મોં પાસે ધરી બોલી: "તમે જુઓ તો ખરા, હમણાં મોઢે કરી નાખશે."

હરિચરણ: તો ભલે, મને કંઈ વાંધો નથી.

ખગેને શરમાઈ જઈ દૂધ પી લઈ તરત જ અભ્યાસમાં ચિત્ત પરોવ્યું.

એવામાં આંગણામાં એક સ્ત્રી આવી ઊભી રહી. મનોરમા હરિચરણને ઉદ્દેશી બોલી: "જુઓ, જુઓ, લક્ષ્મી પલાશપુરથી કંઈ સમાચાર લઈને આવી લાગે છે."

મનોરમાએ લક્ષ્મીને પ્રેમપૂર્વક આવકાર આપ્યો. લક્ષ્મીએ હરિચરણ તથા મનોરમાને ચરણે વંદન કરી કુશળતાના સમાચાર પૂછ્યા. સામે એમણે પણ કૃત્તિબાસ, સુશીલા તથા બાળકોની પણ ખબર પૂછી.

કૃત્તિબાસે મનોરમા તથા ખગેન માટે કપડાં અને મિઠાઈ મોકલી હતી. હરિચરણ ઉપર કૃત્તિબાસે તથા મનોરમા ઉપર સુશીલાએ પત્ર પણ મોકલ્યો હતો. લક્ષ્મીએ બંને પત્રો બહાર કાઢી આપતાં મનોરમા લક્ષ્મીના ખોળામાં ખગેનને આપી બોલી: "આ તમારો ખગેન."

લક્ષ્મીએ ચુંબનપૂર્વક બાળકના હાથમાં મિઠાઈ મૂકતાં કહ્યું: "લે ભાઈ, તારે માટે તારા મામાએ ખાઉં મોકલ્યું છે."

બાળક પિતાની સંમતિ લઈ હાથમાં મિઠાઈ સાથે નાચતો નાચતો રમવા માટે દોડી ગયો.

હરિચરણે કૃત્તિબાસનો પત્ર વાંચી સંભળાવ્યો—

"ભાઈ! આજે વિજયાનો સ્મૃતિદિન છે. વિજયા રાજગામ હતી ત્યારે આ દિવસે દર વરસે તેને અને બાળકોને હું કંઈ ને કંઈ ભેટ મોકલતો. એ લોકોને ભાઈની એ ભેટ મળતાં જે સુખ થતું એથી મને પણ પારાવાર આનંદ થતો. આજે દોઢ વરસથી એ લોકો એકે એકે દુનિયા છોડી ગયાં છે, પણ એ દિવસ તો પાછો આવી પહોંચ્યો છે. આજે વિજયાને સ્થાને મનોરમા છે. આજથી મનોરમાને ભેટ મોકલીશ. ભાઈ, વિજયાના છેલ્લા શબ્દો તો યાદ છે ને ? એણે કહ્યું હતું કે દાદા, તમે દુઃખી ન થાવ. મનોરમાને આજથી તમારી બહેન સમજો. મારી ઉપર જે સદ્ભાવ રાખો છો એ એની ઉપર રાખજો. એની સંભાળ લેજો. હું સ્વર્ગમાં બેઠી બેઠી સુખ પામીશ.' ભાઈ, મનોરમાને યોગ્ય ભેટ તો હું કયાંથી મોકલી શકું ? પણ મારે મન એ વિજયાને સ્થાને છે. એથી તો વિજયાને મોકલતો હતો એવી જ સામાન્ય ભેટ મોકલી મનોરમા પ્રત્યેની મારી લાગણી વ્યક્ત કરું છું.

"મનોરમાનો પરિચય તો મને માત્ર સાત–આઠ દિવસનો જ છે. અમારા મહાદુઃખના દિવસોમાં અહીં રહી એણે સ્નેહનો દરિયો વહાવ્યો હતો. માણસથી થઈ શકે એટલું એણે વિજયા તથા વિમલા માટે કર્યું હતું, પણ વિધિના લેખ કોણ ઉથામી શકે છે ? મનોરમાના દિલનું દુઃખ મેં જોયું હતું. એ અહીંથી ગઈ ત્યારે ય એની આંખો છલોછલ હતી.

"સંસારીનો શોક ક્ષણિક હોય છે. ધીમે ધીમે કરતાં એ દારુણ વેદના આજે કેટલી બધી ઓછી થઈ ગઈ છે ! આજે વિજયા યાદ

આવતાં મનોરમાની મૂર્તિ યાદ કરી રહું છું. મારી એ બહેનને જોવા આતુર છું.

"અતુલને જનોઈ દેવાના નિમિત્તે મનોરમાને આ પ્રસંગે આવી જવા વિનવું છું. બે ત્રણ દા'ડા માટે તો બહેનને જરૂર મોકલશો જ ને? આશા રાખું છું કે મારી આ વિનંતિ પાછી નહિ ઠેલો."

સુશીલાએ પણ મનોરમાને પલાશપુર આવવા લખ્યું હતું. સૌએ એ વાત સ્વીકારી અને એ રીતનો જવાબ પણ મોકલાયો.

૪૬

બપોરની વેળા છે. વસંતનો સ્નિગ્ધ વાયુ શ્યામલ કળીઓમાં નૃત્ય કરી રહ્યો છે. રક્તવર્ણ સૂર્યમંડળ પશ્ચિમ આકાશમાં ઢળી પડ્યું છે. તેની રક્ત કિરણ-છટી ગગનપ્રાંગણમાં તથા સ્થિર વાદળસ્તૂપ ઉપર ફેલાઈને મનોહર દશ્ય સર્જી રહી છે. એવે સમયે ટ્રેન અટકી. કૃત્તિબાસ સ્ટેશન ઉપર રાહ જોતો ઊભો હતો. મનોરમા, ખગેન તથા લક્ષ્મી ગાડીમાંથી ઊતર્યાં. હરિચરણે કહેવડાવ્યું હતું કે ત્રીજે દિવસે એ પોતે જ આવીને મનોરમાને લઈ જશે.

"આવ બહેન, આજે મારું કેવું સદ્ભાગ્ય છે!" બોલી આનંદ-ભર્યા ગદ્ગદ સ્વરે કૃત્તિબાસે મનોરમાને આવકારી. મનોરમા પ્રણામ કરી પાલખીમાં બેઠી. ખગેનને માતાની ગોદમાંથી પોતાના હાથમાં લઈ વહાલભર્યાં ચુંબન કરતાં કૃત્તિબાસ પૂછી રહ્યો: "બોલ, હું તારો શું થાઉં?"

ખગેન છોભીલો પડી માતા સામે જોઈ રહ્યો. મનોરમા હસીને બોલી: "મામા થાય, મામા."

ખગેન પણ હસીને બોલ્યો: "મામા!"

કૃત્તિબાસની આંખોને ખૂણે આનંદાશ્રુ દેખાયાં.

ઊંચકનારાએએ પાલખી ઉપાડી, કૃત્તિબાસે લક્ષ્મીને સાથે જવા કહ્યું, અને પોતે બજારમાંથી જરૂરી વસ્તુઓ ખરીદીને આવે છે, એમ જણાવ્યું.

બે કોશનો રસ્તો વટાવતાં સાંજ પડી ગઈ. રસ્તાની બંને બાજુએ નીચાણ હતું. થોડે જ દૂર એક જલાશય હતું. તેને ફરતાં ગાઢાં વૃક્ષો હતાં. અંધારે બીક લાગે એવી જગા હતી.

મનોરમાએ પૂછ્યું : "લક્ષ્મી, પેલું કંઈક સળગતું દેખાય છે, એ શું છે?"

લક્ષ્મીએ જવાબ આપ્યો : "દિદિ, એવું બધું જોઈને કામ શું છે? પડદો પાડી દો."

મનોરમા : શું કામ?

લક્ષ્મી મૃદુ કંઠે બોલી : એ તો શ્મશાન છે.

ખગેન માતાના ખોળામાં ઊંઘતો હતો. મનોરમાએ તે ઊંઘતા બાળકને પોતાના હાથ વચ્ચે દબાવ્યો.

સંધ્યાની છાયા વધુ ને વધુ ગાઢ બનતી હતી. જંગલ પણ જાણે ગાઢું બનતું હોય એમ લાગતું હતું. એકાએક પાલખી થંભી. લક્ષ્મી ભયપૂર્વક બોલી ઊઠી : "ઓ મા! પેલું શું છે? દિદિ! જુઓ તો, કેવો ભયંકર ચહેરો છે!"

મનોરમાએ જોયું તો થોડે જ દૂર રસ્તાની વચ્ચોવચ્ચ એક શીર્ણ, જીર્ણ વસ્ત્રવાળી ભયંકર મનુષ્યમૂર્તિ ઊભી હતી. એની આંખો જાણે આગ વરસાવી રહી હતી. સૌના મનમાં એક જ કલ્પના આવી કે ભૂત છે. શ્મશાન પાસે જ હોઈ એ કલ્પના વધુ ચોક્કસ થઈ.

પણ ક્ષણવારમાં તો એ મૂર્તિ ક્યાંય અદૃશ્ય થઈ ગઈ. ઊંચકનારા હાંફતા હાંફતા આગળ વધ્યા. મનોરમાએ લક્ષ્મીને બતાવ્યું કે એ ભીષણ મૂર્તિ શ્મશાન તરફ જઈ રહી હતી. લક્ષ્મી રામનામ પોકારવા લાગી. મનોરમા હસીને બોલી : "અરે બી'એ છે શાની? એ તો કોઈ આદમી છે. શ્મશાનવાસી સંન્યાસીની વાત સાંભળી નથી?"

લક્ષ્મી : કોણ જાણે દિદિ. પણ માણસનો ચહેરો આટલો ભયંકર હોઈ શકે એ તો માન્યામાં આવતું નથી. મારું તો મન ગભરાઈ ઊઠે છે.

મનોરમા વિચારમાં પડી. અંધારઘેર્યાં વૃક્ષો ઉપરથી કાગડાનો અવાજ આવ્યો. તેણે એકાએક પૂછ્યું : " લક્ષ્મી ! દિદિ અને વિમલને શું અહીંજ......" પ્રશ્ન પૂરો ન થયો.

લક્ષ્મી : હા, દિદિ.

મનોરમાની આંખો આંસુથી ભરેલી હતી. તેણે આંસુ લૂછી નાખી લાંબો નિસાસો નાખ્યો અને બોલી : " મને તો થાય છે કે એક વાર ત્યાં જઈને કંઈ હાડકાં હજી પડી રહ્યાં હોય તો દર્શન કરી આવું. "

બિહામણો રસ્તો પૂરો થયો. ગામ દેખાવા લાગ્યું. થોડી વારે પાલખી ઘર આગળ આવી પહોંચી. સુશીલા આનંદપૂર્વક મનોરમાને ભેટી પડી બોલી : " હજી ય ખાતરી નથી થતી કે સાચેસાચ તમે આવ્યાં છો. તમને જોવા હું કેટલી બધી અધીરી હતી તે શું કહું ? તમે આવશો જ એવી ખાતરી યે ન હતી. "

મનોરમા : કેમ કંઈ ? ભાઈને ઘેર ના શું કામ આવું ? દિદિનાં છેલ્લાં વેણ યાદ નથી ? એનાથી વધારે દૃઢ બંધન બીજું શું હોઈ શકે ?

સુશીલા : હરિ બાબુ પણ આવ્યા હોત તો કેવું સારું થાત !

મનોરમા : એમની ય ઈચ્છા તો બહુ હતી. પણ આ બે દા'ડા રજા મળે એમ ન હતી. ત્રીજે દિવસે મને તેડવા આવવાના જ છે.

સુશીલા : એટલાં જલદી પાછાં જશો ? ઠીક ભાઈ, દયા કરી આવ્યાં એ જ મોટું નસીબ. એમણે તમને તરત જ મોકલ્યાં એ ય ઓછું છે ? મને હતું-કંઈ નહિ તો એક અઠવાડિયું તો રોકીશ જ.

મનોરમાએ હાથ-મોં ધોઈ કપડાં બદલ્યાં, ખગેનને દૂધ પાઈ સુવાડી દીધો અને તેણે ય થોડો નાસ્તો કરી લીધો.

સુશીલાને રસોડા તરફ જતી જોઈ મનોરમા પણ સાથે સાથે

ગઈ. ત્યાં કૃત્તિબાસની એક માસી રાંધવાની તૈયારી કરી રહી હતી. મનોરમા બોલી : "માસી, આજે તો હું રાંધીશ, તમે ઊઠો."

માસી : એ શું મા ? આટલી મુસાફરી કરીને આવી છે, આજે તો આરામ લે.

મનોરમા : તમે ભાભીને પૂછી જુઓ કે રાંધવાની બાબતમાં દિદિ અને એમની વચ્ચે શો કરાર થયો હતો.

સુશીલાને પાછલી વાત એકાએક યાદ આવી ગઈ. મનોરમા બોલી : "દાદા આ ઘેર હોય ત્યાં લગી દિદિએ જ રસોડાનો ચાર્જ સંભાળવો એમ નક્કી થયું હતું કે નહિ, બોલો ?"

સુશીલા : હા, ભાઈ. દિદિની તો વાત જ શી ! એ તો દેવી હતાં, દેવી !

વૃદ્ધ માસી મનોરમા ઉપર મુગ્ધ બની તેની પારાવાર પ્રશંસા કરતી રસોડામાંથી બહાર નીકળી અને મનોરમા રાંધવા પેઠી. સુશીલા અને લક્ષ્મી તેની પાસે બેસી મદદ કરતાં કરતાં વાતો કરવા લાગ્યાં.

ઘેર આવતાં કૃત્તિબાસે માસી પાસેથી બધી વાત જાણી. "આ શું દિદિ ! તું રાંધે છે ! ના–ના–એમ તે કદી બને ? આજે તો થાક લાગ્યો હશે. તું ઊઠ બહેન, આરામ કર."

કૃત્તિબાસ સુશીલાને ઠપકો આપવા જાય છે એમ જોઈ મનોરમા હસતાં હસતાં બોલી : "દાદા, એમને કંઈ કહેવાની જરૂર નથી. પોતે જ બેજબેજે માસીને બહાર કાઢ્યાં હતાં. દાદા, તમે કશું મનમાં ન લાવો. મને જરાય થાક નથી લાગ્યો." અને તેણે સુશીલા તથા વિજયાના કરારની વાત કહી સંભળાવી.

આનંદભર્યા ચિત્તે શયનખંડમાં આવી કૃત્તિબાસ બોલ્યો : વિજયા તો આપણને છોડીને ચાલી ગઈ ! માસી, પણ બીજી વિજયા પાછળ મૂકતી ગઈ છે. મનોરમા બધી વાતમાં બરાબર વિજયાને જ મળતી છે. જાણે બંને એકમન, એકપ્રાણ ન હોય !

૪૭

બીજે દિવસે અતુલને જનોઈ દેવાની છે. આજે ભોજન-સમારંભ છે. મનોરમા આખો દિવસ કામમાં લાગી રહી છે. કૃત્તિબાએ એની ઉપર જ બધો ભાર નાખ્યો છે.

સાંજે મનોરમા અને સુશીલા લક્ષ્મીને સાથે લઈ નદીએ ગયાં. અંધારું થવા આવ્યું હતું. ઘાટ ઉપર કોઈ હતું નહિ. નાહી કરી સૌ પગથિયાં ચઢતાં હતાં. એવામાં સુશીલાએ મનોરમાનો હાથ દબાવી કહ્યું : " જુઓ તો જરા આ બાજુ."

થોડે જ દૂર ઝાડીની અંદર એક મૂર્તિ ઊભી હતી. જોતાંવેંત મનોરમા બોલી : " અરે લક્ષ્મી ! એ જ એ; કાલે રસ્તે આવતાં જોયો હતો એ જ. કોણ જાણે માણસ હશે કે ભૂત ! "

અને એ મૂર્તિ ક્ષણવારમાં તો અદૃશ્ય થઈ ગઈ.

લક્ષ્મી : એ જ છે એ નક્કી. દિદિ ! શું થશે ? અહીં શું કામ આવ્યાં આપણે ?

સુશીલા : ભાઈ, મનેય બહુ બીક લાગે છે. ચાલો જલદી જલદી જતાં રહીએ. અંધારું ઘોર છે, આટલામાં કોઈ ફરકતુંય નથી.

ઘેર જઈ કૃત્તિબાસને બધી વાત કરી. કૃત્તિબાસ શિક્ષિત યુવક હતો. ભૂતપ્રેતમાં માનતો ન હતો. એણે કંઈ મહત્ત્વ ન આપ્યું.

રાત પડી હતી. મનોરમા, સુશીલા અને માસી વરંડામાં બેસી વાતો કરતાં હતાં. કૃત્તિબાસ અંદર સૂતો સૂતો વચ્ચે વચ્ચે હુંકારો પુરાવતો હતો. ગામ આખું સ્તબ્ધ હતું. વાતવાતમાં કૃત્તિબાસ બોલ્યોઃ "આજે વિજય ને વિમલ હોત તો કેટલું સુખ થાત! ગમે તેટલું દુઃખી જીવન છતાં એમને ય કેવું સારું લાગત! જીવી હોત તો અત્યારે તો વિમલનાં લગ્નનું પણ ગોઠવાઈ ગયું હોત. ઓહ! કેવી ગુણિયલ દીકરી! મોં બંધ રાખી દુઃખ સહ્યે જ રાખ્યું એણે!"

સૌનાં હૃદયમાંથી એકાએક નિઃશ્વાસ નીકળ્યો. સૌનાં હૃદયે વેદના વ્યક્ત કરી. એટલામાં થોડે દૂર કોઈકનો ઊંડો દર્દનાક નિઃશ્વાસ સંભળાયો. સ્ત્રીઓએ ચોંકી પડી ક્ષીણ ચંદ્રપ્રકાશમાં જોયું કે કોણ નિસાસો નાખી રહ્યું હતું.

મનોરમાએ પૂછ્યું: "ભાભી! કોનો એ અવાજ?"

સુશીલા : જુઓ, પેલી કોઈક છાયા દેખાય છે.

કૃત્તિબાસ એકદમ બહાર આવ્યો. અને ઓટલા નીચે ઊતરી પડ્યો. સૌએ તેને એકલા જવા ના પાડી. પણ તેણે ધ્યાન ન આપ્યું. પણ સુશીલાએ જ્યાં પેલી છાયા જોઈ હતી ત્યાં કોઈ દેખાયું નહિ. એટલે તે દરવાજાની બહાર નીકળી જોવા લાગ્યો.

ઝાંખા ચંદ્રપ્રકાશમાં તેણે જોયું તો એક મનુષ્યદેહ ઝડપી પગલે દોડ્યો જતો હતો. કૃત્તિબાસ ચૂપચાપ એની પાછળ પાછળ ચાલ્યો. સામે મોટો રસ્તો હતો તેની બાજુએ ખેતર હતું. એ માનવમૂર્તિ રસ્તો ઓળંગી ખેતરમાં દાખલ થઈ ગઈ. કૃત્તિબાસ પણ એકદમ તેની સામે ઊભો રહી જઈ બોલ્યો: "ઊભો રહે; બોલ, કોણ છે?"

મૂર્તિ ચમકી ઊઠી અને બે ડગલાં પાછળ હઠી. ચંદ્રપ્રકાશમાં એને ઓળખી કાઢતાં કૃત્તિબાસ બોલ્યો: "તું! તું! ભવેશ?"

ભવેશ: હા, હું ભવેશ! મને ઓળખી કાઢ્યો? હું ચોર, ખૂની, પાપી, દગાખોર–બધું છું. કૃત્તિબાસ! તમે શું કામ મારી પાછળ પડયા છો?

કૃત્તિબાસને લાગ્યું કે જાણે તે સામું જુએ છે. આ શું? ભવેશ–કેદી ભવેશ–આજે પલાશપુરમાં? અને આ સ્થિતિમાં? તે અવાક્ બની ભવેશની ભયંકર મૂર્તિ જોઈ રહ્યો.

ભવેશ બોલવા લાગ્યો: "તમે જાણવા ઇચ્છો છો કે હું શું કામ અહીં આવ્યો? લોકો કહે છે કે વિમલ ને વિજય આ દુનિયામાં નથી; આ પાપીને છોડીને જતાં રહ્યાં છે. મારા દિલમાં એ વાત ઊતરતી જ નથી. મેં વિચાર કરી જોયો કે એ અસંભવિત છે. મારા ગુના માફ કર્યા વિના એ લોકો કેવી રીતે જઈ શકે? ના ના, મારી પરીક્ષા કરવા એ લોકો છુપાઈ ગયાં છે, અથવા તમે ખરી વાત છુપાવી રાખી છે. એટલે તો આ ત્રણ દા'ડાથી મારી વિજય ને વિમલની શોધમાં ભટકું છું. પણ—"

કૃત્તિબાસ: પણ શું?

ભવેશ: ક્યાંય એમનો પત્તો લાગ્યો નહિ. ઘાટ ઉપર પણ જોઈ આવ્યો. તમારા ઘરની આસપાસ પણ ફર્યા કરું છું. કોણ જાણે તમે એમને મારી આંખે ન પડવા દેવાનું જ નક્કી કર્યું હોય! પણ થોડી વાર પહેલાં તો—

કૃત્તિબાસે પૂછ્યું: "થોડી વાર પહેલાં શું?"

ભયંકર યાતનાપૂર્વક તે બોલ્યો: "હા, થોડી વાર પહેલાં જ તમારી વાતચીત ઉપરથી જણાયું કે સાચેસાચ એ મને છોડીને

ચાલ્યાં ગયાં છે. આખી દુનિયા ઢુંઢી વળશે તોપણ આ જીવનમાં તો એમનો પત્તો નહિ જ લાગે."

કૃત્તિબાસે બે હાથે આંખો ઢાંકી દીધી. ભવેશ બોલ્યે ગયો: "કૃત્તિબાસ! હું બધું જાણું છું. તમે ને હરિચરણ તથા તેની પત્ની–સૌ દેવતુલ્ય છો. વિજયાને માટે તમે જે કર્યું છે ને હજી પણ એને લીધે તમે જે દુઃખી થઈ રહ્યાં છો એ હવે મારાથી અજાણ્યું નથી. જુઓ, તમારા તમામ દુઃખનું મૂળ હું છું. હું જાતે જ હાજર થયો છું. જરૂર, તમે વેર લો. તમને એથી શાંતિ થશે. આ નરકકીટનો પણ ઉદ્ધાર થશે. ભાઈ, મને આ દારુણ યાતનામાંથી છોડાવો." બોલતો બોલતો ભવેશ કૃત્તિબાસને પગે પડયો.

કૃત્તિબાસે ભવેશના બંને હાથ પકડી તેને ઊભો કરી કહ્યું: "ભવેશ, આટલે દિવસે સમજાય છે કે હું મહાપાપી છું. તું મારો આત્મીય છે. વિજયાનો સ્વામી, વિમલનો પિતા છે. પણ ભાઈ, મેં ઘાતકી બની તારા ઉપર જે વેર લીધું છે, એ જાણીશ ત્યારે તું મારો પડછાયો પણ નહિ લે, ભલે કોઈને કશી ખબર ન હો, પણ તને જેલ મોકલનાર હું જ છું." અને તેણે આખી વાત ટૂંકમાં કહી સંભળાવી ઉમેર્યું: "ભવેશ! હરિચરણ ને મનોરમા જ તારાં સાચાં મિત્રો છે. મેં આત્મીય થઈને પણ શત્રુનું આચરણ કર્યું છે."

ભવેશ: ના ના; તમે તો છો મારા ઉદ્ધારના મૂળમાં. જેલ ન ગયો હોત તો પાપની જાળમાંથી હું આખા જીવનમાં કદી બહાર જ નીકળી શકત નહિ. હું રાક્ષસ વિરાજની જાળમાં ફસેલો હતો, ઘોર નરકમાં ડૂબેલો હતો, તમે તો મને એમાંથી બહાર કાઢયો છે.

કૃત્તિબાસ: ઊઠ ભાઈ, ઘેર ચાલ.

ભવેશ: તમારે ઘેર? જ્યાં વિજય ને વિમલાએ દેહ છોડયો!

જ્યાં મારા પાપનું આખરી ફળ ફળ્યું ! જાઓ ભાઈ, તમે તમારે સુખે રહો. ભવેશનું નામ સદાને માટે ભુંસાઈ જાઓ. જનસમાજમાં મારે માટે હવે સ્થાન નથી. મારું સ્થાન આ શ્મશાન જ છે, વિજય ને વિમલની ચિતાભસ્મની અંદર જ.

ભવેશ ઊભો થઈ જઈ જરા આગળ ચાલી કંઈક વિચારી પાછો ફર્યો. કૃત્તિબાસ મૂઢની જેમ તેની સામે જોઈ રહ્યો હતો.

ભવેશ બોલ્યો : "કૃત્તિબાસ, મારી એક વિનંતિ માનવી પડશે."

કૃત્તિબાસ : બોલ.

ભવેશ : મારો દેહ ન છૂટે એ પહેલાં મારી વાત કોઈને કહેશો નહિ. હું તમને મળ્યો એ વાત પણ કોઈને કાને ન જવા દેશો.

કૃત્તિબાસે મૂક સંમતિ આપી.

"તમે સુખે રહો. હું પાપનું પ્રાયશ્ચિત્ત કરતો કરતો મૃત્યુની સાધના કર્યા કરીશ." એમ બોલી તે ઉતાવળે પગલે ભાગી છૂટ્યો.

કૃત્તિબાસ સ્તબ્ધ બની પાછો ફર્યો. એને આવતાં વાર થઈ હોઈ સૌ ચિંતાતુર બન્યાં હતાં. એને જોતાં જ ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા લાગી ગયાં. પણ કૃત્તિબાસે મૂળ વાતનો અંશ પણ જાહેર કર્યો નહિ.

ત્રીજે દિવસે મનોરમાને તેડવા હરિચરણ આવી પહોંચ્યો. કૃત્તિબાસ સાથે તે વાતો કરી રહ્યો હતો ત્યાં ખગેને આવી કહ્યું : "બાબા, અંદર આવો, મામી બોલાવે છે."

પાછળ અતુલ દોડતો આવ્યો ને બોલ્યો : "ફુઆજી ! મા બોલાવે છે. જલદી આવો."

હરિચરણ અંદર ગયો. સુશીલાએ તેને નાસ્તો કરવા બેસાડ્યો. પહેલાં તો બનાવટી મિઠાઈ હરિચરણે મોંમાં મૂકતાં સૌ ખડખડાટ

હસી પડ્યાં. ત્યાર બાદ જુદા જુદા રંગો વડે હરિચરણનાં કપડાં રંગી દઈને ફરી સૌને હસાવ્યાં. ખગેન અને અતુલ બહુ જ આનંદમાં આવી સુશીલાની કીર્તિકથા કૃત્તિબાસને કહેવા દોડી ગયા. બંને બાળકોના હાથ પકડી કૃત્તિબાસ પણ હસતો હસતો અંદર આવી બોલ્યો : "અરે ભાઈ, પહેલાંથી ચેતાવી દેવાનું તો ભૂલી ગયો હતો. અરે, આ શું! આ તો સાવ રંગથી નવરાવી દીધા!"

હરિચરણ સમજી ગયો કે આ કાવતરામાં કૃત્તિબાસ પણ પહેલેથી સામેલ હતો.

બપોરે મનોરમા વિદાય થવાની હતી. સુશીલાએ તેના વાળ ગૂંથી આપ્યા, સિંદૂર પૂરી આપ્યું, પગે અળતો લગાવી આપ્યો. અને છેવટે વિયોગદુઃખે રડવા પણ લાગી ગઈ. અતુલ ખગેનને કારણે રડી રહ્યો. આ બે દા'ડામાં તો બંને જણ ભારે દોસ્ત થઈ ગયા હતા. મનોરમા પાલખીમાં જઈ બેઠી. એ પહેલાં તેણે કૃત્તિબાસને પ્રણામ કરી વિદાય માગી. કૃત્તિબાસ આંખો લૂછી બોલ્યો : "દિદિ! ફરી ક્યારે આવશે? આ આનંદ–સુખ ફરી ક્યારે પામીશ?"

મનોરમા : જીવતી હોઈશ તો વળી બીજે સારે અવસરે જરૂર આવીશ.

કૃત્તિબાસ અને સુશીલાના હૃદયને શૂન્ય કરી મનોરમા ચાલી ગઈ. કૃત્તિબાસે સુશીલાને કહ્યું : "આ થોડા દહાડા રહી મારી દિદિ જાણે ઘર આખું પવિત્ર ને શાંત કરી ગઈ."

૪૮

સાંજ પડી છે. રમણીય અને શાંત સંધ્યા છે. ઈચ્છામતીના દક્ષિણકિનારે રાજગ્રામથી થોડેક દૂર એક ગામડું છે. એને ઘેર ઘેર દીવા સળગી રહ્યા અને શંખધ્વનિ ગાજી ઊઠ્યો. મોટાં મોટાં વૃક્ષોની સઘન પત્રશાખાઓએ અંધકારને વધારે ગાઢ બનાવ્યો. વગડામાંનાં શિયાળિયાંઓ એકીસાથે અવાજ કરી ઊઠ્યાં. ગૃહિણીઓ સાંધ્ય કર્મમાં પડી ગઈ.

આ ગામડામાં ઇંટનું ઘર ભાગ્યે જ નજરે પડશે. રામસુંદર ભટ્ટાચાર્ય આ ગામમાં મુરબ્બી છે; ખેડૂતોના દાદા ઠાકુર અને કર્તા-હર્તા છે. ખાતેદારો, ગામલોક તથા નોકરો વગેરેની વચ્ચે તેઓ પોતાની બેઠકમાં કામકાજ ચલાવી રહ્યા છે. રસ્તા ઉપર થોડાંક બાળકો હજી રમતગમત કરતાં કોલાહલ કરી રહ્યાં છે. કોઈ ભૂતનો ભય બતાવે છે, કોઈ રામ-લક્ષ્મણનું સ્મરણ કરી એ ભય ભગાડવા મથે છે; કોઈ સંતાઈ જતું ને કોઈ તેને શોધવા મથતું આમ તેમ દોડાદોડ કરે છે.

એવે વખતે બાર વરસની એક બાલિકાએ બહાર આવી બૂમ મારી: "ઓ વિજય! રાત પડી ગઈ; હવે બહુ થયું. મા બોલાવે છે."

"આવ્યો દિદિ" બોલી એક શાંત પસીનાથી રેબઝેબ બાળક દોડતો આવી બહેનનો હાથ પકડી લીધો. બીજાં બાળકો પણ ધીમે ધીમે વિખરાઈ ગયાં.

"ઓ મા! જો તો ખરો, તારા શરીર ઉપર કેટલી ધૂળ-માટી છે! બાપુ લડશે પછી."

વિજય ભોંઠો પડી બહેન તરફ જોઈ રહ્યો.

સુનીતિએ ભાઈના શરીર ઉપરની ધૂળ ખંખેરવા માંડી. એવામાં એકાએક એક જણને જોઈ તે ચમકી ઊઠી. તે એક શીર્ણ, મલિન વસ્ત્ર ધારણ કરેલો ભયંકર દેખાવનો આદમી હતો.

સુનીતિએ ધ્રૂજતાં ધ્રૂજતાં પૂછ્યું: "કોણ છો તમે?"

આવનારે કંઈ જવાબ ન આપ્યો. જડની જેમ ઊભો રહી તે બાળકોને જોઈ રહ્યો હતો. વિજયે બ્હી' જઈને બહેનની છાતીમાં માથું સંતાડી દીધું.

સુનીતિ ચિત્કાર કરી બૂમ પાડવા જતી હતી ત્યાં તો આગન્તુક બોલ્યો: "બી'શ નહિ, મા!"

સુનીતિ: તમારે શું જોઈએ છે?

આગંતુકે હસીને જવાબ આપ્યો: મા! મારે જોઈએ છે એ તો કોઈ આપી શકે એમ નથી. મારે જોઈએ છે શાંતિ. કોણ મને શાંતિ આપશે?

સુનીતિ: મારે ઘેર ચાલો.

"તારે ઘેર કોણ છે?"

"બાપુ, મા, દાદીમા—બધાંય છે."

"તમે બે ભાઈબહેન છો ?"

"હા."

"બેટા ! તારા બાપુ તને બહુ વહાલ કરે છે ?"

"વાહ રે ! બાપુ નહિ વહાલ કરે તો કોણ કરશે ?"

"મા ! મને જોઈ તને દયા આવે છે ?"

"પણ તમે કોણ છો ? શું થયું છે તમને ?"

"ભારે આગ સળગે છે—છાતી બળીને ખાખ થાય છે. હવે તો સહેવાતું ય નથી. આવ, એક વાર તને તેડું. મારી ય એ જીવતી હોત તો તારા જેવડી હોત. દીકરો ય બરાબર આના જેવડો જ ! ઓહ ! મેં તો કદી એમના પર વહાલ કર્યું નથી, માયા ઢાળી નથી, છાતી સરસાં લગાવ્યાં નથી, એક મીઠો બોલ સુદ્ધાં કહ્યો નથી. હું તો રાક્ષસ બાપ હતો."

બોલતાં બોલતાં અશ્રુપ્રવાહ તેના ગાલ ઉપર થઈ વહી રહ્યો, અને તેનો શીર્ણ દેહ થરથર કંપી રહ્યો. તેણે તેના બે પાતળા હાથ બાળકો તરફ લાંબા કર્યા.

અદ્‌ભુત ઘટના ! નિષ્પાપ બાલિકાનું હૃદય આ કરુણ વાણી આગળ દ્રવી ઊઠ્યું. સુનીતિએ તેની વધુ નજીક જઈ કહ્યું: "ચાલો અમારે ઘેર."

"ના, મા, તું તારે સુખે રહે. હું હવે કોઈને મોં બતાવવા નથી ઇચ્છતો. આજે તમને બેને જોતાં મારાં ગુમાવેલાં બચ્ચાં મને યાદ આવી ગયાં. ઘડી વાર તો ભ્રમ જ થઈ ગયો." એમ બોલી તેણે ચાલવા માંડ્યું.

સુનીતિ એકદમ તેનો રસ્તો રોકી લઈ ઊભી રહી, અને તેનો જમણો હાથ પકડી લઈ બોલી: "ના, એમ નહિ ચાલે. રાત પડી છે. આજે અમારે ત્યાં રહેજો."

અહો! શો અમૃતમય એ સ્પર્શ! દગ્ધ મરુ-ભૂમિમાં સ્નિગ્ધ વારિપ્રવાહની જેમ કેવાં એ મધુર સ્નેહવચનો! હતભાગીના શીર્ણ દેહમાં જાણે કાંટા ભોંકાવા લાગ્યા અને "મા! મારી વિમલ! ક્યાં છે બેટા?" એમ બોલી તે બાળકની જેમ રડી પડ્યો. સુનીતિ અને વિજય તેના બંને હાથ પકડી પિતાની પાસે ખેંચી ગયા.

આશ્ચર્ય પામી રામસુંદરે પૂછ્યું: "કોણ એ સુનીતિ? એ કોણ?"

"બાબા! આમને આજની રાત આપણે ત્યાં રહેવા દો." બોલી સુનીતિ દોડતી અંદર ચાલી ગઈ.

રામસુંદરે પૂછ્યું: "તું કોણ છે, ભાઈ?"

"હું એક હતભાગી બ્રાહ્મણ છું."

"બ્રાહ્મણ? ક્યાંના છો? આવો વેશ કેમ?"

"મેં બ્રાહ્મણ કહ્યું ખરું? ના-ના, ચાંડાલ છું. ચાંડાલથી ય અધમ છું."

રામસુંદરે જોયું તો શરીર ઉપર મેલું જનોઈ છે. બ્રાહ્મણ તો છે જ, પણ ભારે દુ:ખી અને પીડિત લાગે છે. કરુણાવશ બની તેમણે તેને બેસાડ્યો. આશ્ચર્યચકિત નોકરો તથા બીજા બેઠેલા લોકોને વિદાય આપી એકલા પડતાં પૂછ્યું: "બોલો, શું દુ:ખ છે? શાની જરૂર છે?"

"દુ:ખ? આખું જીવન જ દુ:ખ છે; જરૂર છે મારે શાંતિની. આ દીકરી અને આ દીકરા જેવડાં જ બે બાળકો મારેય હતાં. બંનેને ગુમાવી બેઠો છું."

રામસુંદરે તેને સાંત્વન આપવા પ્રયત્ન કર્યો, એવામાં સુનીતિની પાછળથી એક વૃદ્ધા ડોકાઈ. એના વાળ સફેદ છે, ચામડી શિથિલ છે. સુનીતિ બોલી: "ઠાકુરમા! આ જ એ."

"ક્યાંથી આવ્યો ભાઈ? કોણ છે તું? શા દુઃખે આ વેશે ફરે છે?" બોલતાં બોલતાં વૃદ્ધા આગંતુકની પાસે આવી.

આગંતુક ઊભો થઈ ગયો. તે અનિમેષ નયને વૃદ્ધાને જોઈ રહી રામસુંદરને ઉદ્દેશી બોલ્યો: "ભાઈ! મારેય આવી કરુણામયી મા હતી. એય મને છોડી ગઈ!"

અંદરના બારણા આગળ એક રમણી ઊભી હતી, તેને જોઈ હતભાગી બોલ્યો: "ભાઈ! મારે ઘેર પણ આવી લક્ષ્મી મૂર્તિ હતી. એમ છોડીને જતી રહી! કોઈ નથી, મારું કોઈ નથી, બાળકો, પત્ની, મા—સૌ ચાલ્યાં ગયાં છે. મારે જ પાપે સૌ મરી પરવાર્યાં. ઓ પાપી! હજીય શું કામ જીવી રહ્યો છે?" એમ બોલતાં બોલતાં તેણે પોતાની છાતીમાં જોરથી મુક્કો લગાવ્યો અને કૂદકો મારી પગથિયાં ઊતરી તે ચાલતો થઈ ગયો.

રાત જામી છે, જગત શાંત સ્તબ્ધ છે. એ નિઃસ્તબ્ધતામાં વાયુ તરુશાખામાં સડસડ ધ્વનિ કરી રહ્યો છે. કોઈ આંગણામાં, તો કોઈ ઓટલા પર સૂતું છે. પાળેલ કૂતરા પણ ટોળે વળી ઊંઘે છે. આખું વિશ્વ નિદ્રિત છે. હિમાંશુની શાંતિધારા વરસી રહી છે.

આવી શાંતિમાં પણ કયા અભાગીનું હૃદય અશાંતિથી બળી રહ્યું છે! ઓહ! કેવા કરુણ કંઠે એ બોલે છે: "શાંતિ! મૃત્યુ! બસ થયું, હવે સહેવાતું નથી, ભગવાન!"

નદીતીરે વૃક્ષ નીચે એક આદમી બેઠો છે. સામે કિનારે રાજગ્રામનું વિશાળ આંબાવાડિયું છે. એની બાજુમાં એક નાનકડી કુટિર છે. હતભાગીની નજર એ આંબાવાડિયું ચીરી એ કુટિર જોઈ રહી છે. જાણે કોઈ અદમ્ય શાંતિને જોરે તે એકદમ ઊભો થઈ ગયો. "ના, હજી પ્રાયશ્ચિત્ત પૂરું થયું નથી" એમ બોલી તે નદી ઊતરી રહ્યો.

૪૯

દોઢ વરસ સજા ભોગવી ભવેશ છૂટયો હતો. એ વખતે એનું શરીર અત્યંત દુર્બળ પડી ગયું હતું. આંખોય ઊંડી ચાલી ગઈ હતી, રંગ કાળો પડી ગયો હતો. કપડાંમાં ફાટેલા ગાભા હતા. મોં ઉપર હૃદયની તમામ યાતનાની કાલિમા છવાઈ રહી હતી. જેલના ડૉકટરે પાછળથી તેનું કામ હળવું કર્યું હતું તથા ખોરાકમાં પણ થોડી ફેરબદલી કરી હતી; પણ એથી કંઈ વિશેષ ફેર પડયો ન હતો. ક્ષયરોગ લાગુ પડયો હતો. ધીમે ધીમે શરીર અને જીવનશક્તિ ઘસાઈ રહ્યાં હતાં.

હરિચરણે ભવેશના નિવાસે તપાસ કરી હતી. તેને એટલી ખબર મળી હતી કે છૂટીને તે એક વાર આવ્યો હતો અને પેટીમાંથી એક પત્ર લઈ, બીજું બધું એમનું એમ નાખી ચાલ્યો ગયો હતો. એ પછી તેણે ઘણી તપાસ કરી, પણ કંઈ પત્તો ન લાગ્યો. અને શંકા થવા લાગી કે કદાચ જીવનભાર અસહ્ય લાગતાં એણે આત્મહત્યા પણ કરી હોય.

થોડા દા'ડા થયાં મનોરમા પલાશપુરથી રાજગ્રામ આવી પહોંચી

છે. એક સવારે હરિચરણને ઘેર અંબિકા, મનોરમા, કૃષ્ણ ભટ્ટાચાર્યની પત્ની તથા બીજીય કેટલીક સ્ત્રીઓ બેઠી છે.

ભટ્ટાચાર્યની પત્ની : ઓ રે દિદિ ! હું તો વાત સાંભળી અવાક્ થઈ ગઈ છું. તમે કંઈ સાંભળ્યું નથી ?

અંબિકા : શું ? ના, મેં તો કંઈ સાંભળ્યું નથી.

ભટ્ટાચાર્યની પત્ની : અરે કહું પણ શું ? કહેવા જેવું હોય ત્યારેને ? પણ મનમાંય રહે એવી વાત નથી. હેં રે વિપિનની માસી! તમે કંઈ સાંભળ્યું છે કે નહિ ? કાલે પેલો ગોવાળ બી' મર્યો હતો ?

વિપિનની માસી : હાં ભાઈ, સાંભળ્યું તો હતું. અરે યાદ આવતાં જ મને તો કંપારી છૂટે છે. કોણ જાણે બા, આવું બધું તોફાન તો આટલા દહાડા હતું નહિ. રાત પડ્યા પછી પેલી બાજુ તો જવું પણ ભારે થઈ ગયું છે.

અંબિકા : અરે પણ એવું તે થયું છે શું ?

ભટ્ટાચાર્યની પત્ની : તો સાંભળો. નદીની પેલે પાર હરિહરપુરમાં અક્ષય ગોવાળનું ઘર છે. તેને કંઇ કામે બીજે જવું પડ્યું હતું, રાતે મોડેથી તે પાછો ફરતો હતો. નદીમાં ઢીંચણ જેટલું પાણી છે. સૌ ચાલીને જ જા–આવ કરે છે. અક્ષય એવી રીતે આવતો હતો ત્યાં તેણે કંઈ છબછબ અવાજ સાંભળ્યો, જાણે કોઈક સામે કિનારે જઈ રહ્યું છે. પણ અંધારામાં કોઈ દેખાયું નહિ. અને બૂમ મારવા છતાં કોઈએ જવાબ પણ આપ્યો નહિ. નદીને પેલે પાર બંને બાજુએ ગાઢ જંગલ વિસ્તરેલું છે. થોડે જતાં એને ખાતરી થઈ કે કોઈક પાછળ પાછળ આવી રહ્યું છે. એ ઊભો રહી ગયો. પાછળનાં પગલાં પણ થંભ્યાં. થોડી વાર શાંતિ રહી. પણ રાયજીના આંબાવાડિયા આગળથી પસાર થતાં વળી પાછું તેને લાગ્યું કે કોઈક માણસ તેની બહુ જ નજીકમાં ચાલી રહ્યો છે. આંબાવાડિયું પૂરું થતાં રસ્તો સાફ આવે

છે. એના વળાંક ઉપર છે તમારું ઘર. એ વખતે ચંદ્ર ઊગતો હતો. એ પ્રકાશમાં અમે પણ જોયું કે એક ભયંકર આકૃતિ એની આગળ આગળ ચાલી રહી છે, એનો દેહ ખાસો ઊંચો છે, માથે જટા છે, હાથમાં ત્રિશૂળ છે. બીજું કોઈ હોત તો બિચારો મૂર્ચ્છા ખાઈને જ પડત. પણ અક્ષય તો જરા છાતીવાળો છે. એ તો એની પાછળ પાછળ જ ગયો. પણ ભવેશનું ઘર આવતાં એ આકૃતિ જોતજોતામાં ક્યાં મળી ગઈ, તેની કંઈ ખબર ન પડી. પછી અક્ષય બીતો બીતો જેવો એ ઘરની પાછળ આવી પહોંચ્યો કે એણે એક ભયંકર ચીસ સાંભળી. અક્ષયની છાતી બેસવા માંડી. જીવ લઈને ઘેર આવી પથારીમાં પડ્યો ને બેભાન બની ગયો.”

અંબિકા આ વાત સાંભળી આશ્ચર્યમૂઢ બની ગઈ, મનોરમા કંપી ઊઠી. અંબિકા બોલી: “તમે ગમે તે કહો, મારા માન્યામાં તો કંઈ આવતું નથી. અરે એ ગોવાળિયાં માળાં કંઈનું કંઈ જુએ ને કંઈ ભડકે એમાંનાં હોય છે.

ભટ્ટાચાર્યની પત્ની: વારુ દિદિ, તમારી વાત માની. પણ બીજા કેટલાય કહે છે કે ભવેશના ઘરમાં રાતે મધરાતે ચીસ સંભળાય છે. અરે, વિનોદ અને નવીનરાયની જ વાત કરો ને! એમનું કહેવું તો માનશો ને? અરે ભાઈ, એનું આખું ઘર એક વરસમાં ટપ ટપ મરી પરવાર્યું! એ ભૂત ન થાય તો શું થાય? છતે ભવેશે તો સદ્ગતિ થઇ નથી.

વિજયા પણ ભારે પીડા પામીને મરી ગઈ. મને તો લાગે છે કે ભવેશ ગયાજી જઈ પિંડદાન કરે તો બધો ઉપદ્રવ શાંત પડે. પણ એનો તો ક્યાંય પત્તો જ નથી!

મનોરમા ત્યાંથી ઊઠી ગઈ. આ બધી વાતો તેનાથી સહેવાતી ન હતી. આ સાંભળેલી વાત સાચી હોય તો તે ભારે શોક ને દુઃખ કહેવાય. તે પોતાના ખંડમાં જઈ ચિંતામગ્ન બની બેઠી.

થોડા દિવસ બાદ હરિચરણ ઘેર આવ્યો ત્યારે તેણે આશ્ચર્યકથા સાંભળી. ભવેશનું ઘર આટલા વખતથી સૂનમૂન પડયું હતું, બહારને દરવાજે તાળું હતું. કોઈ એ અમંગળ ઘર તરફ નજર પણ નાખતું ન હતું. પણ હવે લોકવાયકા ચાલી રહી છે કે એ ઘર ભૂતોનો આવાસ બની ગયું છે. મધરાતે રોમાંચ ખડાં કરી દે એવો ચિત્કાર સંભળાય છે. કોઇ કહેતું કે એણે એની અંદર કોઈકનાં પગલાં સાંભળ્યાં હતાં. કોઈક જોયાની વાત કરતું. ગામવાસીઓના દિલમાં ભારે ભીતિ પ્રવેશી ચૂકી હતી અને સૌ એ વાત માની પણ લેતું.

હરિચરણને ભારે આશ્ચર્ય થયું. માતા તથા મનોરમા વિષાદ-પૂર્વક બોલ્યાં: "બધાં એની એ જ વાતો કરે છે, પણ અમને તો ખરૂં નથી લાગતું."

હરિચરણે પડોશીઓને પણ પૂછ્યું. સૌનો જવાબ હતો કે લોકવાયકા છેક અકારણ નથી. અને આખરે હરિચરણે એક સંકલ્પ કર્યો.

## ૫૦

મધરાતે એ જણા ભવેશના ઘરની પાછળની ભીંત પાસે સંતાઈ રહ્યા. બન્નેના હાથમાં લાઠી હતી. એક જણની પાસે બેટરી પણ હતી. આગળ હરિચરણ હતો, બીજો એનો એક સાથી કાલાચાંદ હતો.

આખું ફળિયું સૂઈ રહ્યું છે. કંસારી અને તમરાંઓનો અવાજ આવે છે. વચ્ચે વચ્ચે ઘૂવડનો ભયંકર અવાજ પણ સંભળાય છે. થોડી વાર પહેલાં શિયાળવાંનું રડવું ચાલતું હતું. ચોથનો ચંદ્ર ધરતીને ઝાંખાં કિરણોથી લીંપી રહ્યો છે. ભટકતાં વાદળાંની કાળી છાયા વચ્ચે વચ્ચે ધરતી પર અંધકાર પાથરી જાય છે. વૃક્ષોનાં પાંદડાંનો ખડખડ અવાજ, પશુઓના દોડવાથી ધમધમી ઊઠતું જંગલ તથા સૂકાં પાંદડાં ઉપર દોડતા ઉંદરડાનો સળવળાટ કાલાચાંદના દિલમાં ભય પેદા કરી રહ્યાં છે. તે ઘડી ઘડી ચમકી ઊઠે છે. છેવટે હરિચરણને વળગીને તે ઊભો રહ્યો. આ તગડો આદમી ભયથી ધ્રૂજી રહ્યો છે, જ્યારે હરિચરણ તદ્દન નીડર છે. તે પ્રશાંત રાત્રિની ગંભીર મધુરતા નિહાળી કોઈક બીજા જ ખ્યાલમાં ઊતરી ગયો.

અર્ધો કલાક આમ વીતી ગયા બાદ કાલાચાંદે જોયું તો એક ભયંકર મૂર્તિ આંગણા તરફ જઈ રહી છે. ભયથી એનાં રુવાડાં ખડાં

થઇ ગયાં અને છાતી ધડકો ઊઠી. તેના અણુસારાએ હરિચરણુની નજર પણ એ તરફ વળી. પણ તે કોઇને જોઇ ન શકયો. કંપતો કાલાચાંદ એ મૂર્તિનું વર્ણન કરી રહ્યો. હરિચરણુને લાગ્યું કે બીકણુ આદમીએ કલ્પનામાં જ કંઈ જોયું છે.

વળી અર્ધો કલાક વીતી ગયો. ચંદ્ર ધીમે ધીમે ડૂબી રહ્યો છે. કાલાચાંદ વધારે ને વધારો બી'વા લાગ્યો. તેણે ફરી હરિચરણુને કહ્યું : " બાબુ ! પગે લાગી કહું છું કે આ સગી આંખે જોયું છે. ભૂત જ છે. કૃપા કરી ઘેર ચાલો, નહિ તો મરી જ પરવારશું. "

પણ હરિચરણુ ડગ્યો નહિ. આખર લગી બધી ખાતરી કર્યા વિના તે પાછો ફરનાર નથી.

થોડી વારે એક અસ્ફુટ આર્ત સ્વર સંભળાયો.

" બાપ રે ! મરી ગયા. હાલો બાપ, હાલો. " બોલી કાલાચાંદે હરિચરણુને ખેંચ્યો. હરિચરણે તેને ચૂપ રહેવા ધમકાવ્યો.

વળી પાછો આર્ત સ્વર ! ઘરની અંદરથી કોઇકના ઊંડા નિસાસા પણ સંભળાવા લાગ્યા. નીરવ રાત્રિએ, આ સૂના ઘરમાં આ આર્ત સૂર કેટલો ભયંકર બની ઊઠતો હતો ! હરિચરણે હિંમત કરી બારણું ધકેલ્યું. ધક્કો વાગતાં જ ઊઘડી ગયું. કાલાચાંદ ભીંત પાસે બેસી જ પડચો.

આંગણું આખું ઘાસથી ભરાઈ ગયું છે. રસોડું કેવું જીર્ણ બની ઊભું છે ! હરિચરણે બેટરી સળગાવી કે તરતજ ઝાડ ઉપરનાં પંખીઓ તથા રસોડા ઉપરનાં ચામાચીડિયાં ઉડાઊડ કરી રહ્યાં. પગલાંનો અવાજ સાંભળી ઉંદરડા પણ ભાગવા લાગ્યા.

હરિચરણુ ઉતાવળે પગલે ભવેશના શયનખંડમાં દાખલ થયો. જે દશ્ય નજરે પડયું એથી એનું આશ્ચર્ય કેટલેક અંશે ઓછું થયું. જમીન ઉપર એક વ્યક્તિ પડેલી છે. એના મોંમાં માટી છે. બેટરીના પ્રકાશમાં હરિચરણુ ઓળખી પણ શક્યો કે એ ભવેશ જ છે.

હરિચરણે ભવેશને ઉઠાડી ધીમેથી બોલાવ્યો : "ભવેશ !"

ભવેશ ભાનમાં આવ્યો. તે ઊઠીને બેઠો થયો, અને સ્નિગ્ધ દૃષ્ટિએ હરિચરણ સામે જોતો બોલ્યો : "કોણ ?"

હરિચરણ : ભવેશ ! ભાઈ ! મને ન ઓળખ્યો ? હું હરિ ! તું અહીં આમ કેમ પડયો છે ?

ભવેશ : બચાવ, મને બચાવ, હરિ ! નરકના દૂત ભયંકર ચાબખા મારે છે ને મને ઘસડી રહ્યા છે; એક ક્ષણ પણ કેડો છોડતા નથી. પહેલાં પલાશપુરમાં અને હવે અહીં. ઓહ ! કેવી પીડા ! આ જો, એ લોકો ખડખડ હસી રહ્યા છે !

બીજી જ ક્ષણે ભવેશ હરિચરણનાં ચરણોમાં ઢળી પડયો. હરિચરણ તેનું માથું ખોળામાં લઈ રૂવાલ વડે પવન નાખવા લાગ્યો. થોડી વારે ભવેશ ભાનમાં આવ્યો. આમ તેમ નજર નાખી જરા આશ્વાસન પામી બોલ્યો : "હરિ ! પિશાચો તને જોઈ ભાગી ગયા લાગે છે. તેં મને બચાવી લીધો."

હરિચરણ : ભગવાન તારી રક્ષા કરશે.

ભવેશ : એક દા'ડો પાપના ઘેનમાં મેં કહ્યું હતું કે કદી આ ઘરમાં પગ નહિ મૂકું, ત્યારે તેં કહ્યું હતું કે જો દુનિયામાં પાપની સજા જેવું કંઈ હશે તો તારે આવવું જ પડશે. તારી એ ભવિષ્યવાણી સાચી પડી છે. પણ આજે હવે ઘેર આવીને ય શું ? આ શૂન્ય ઘર અનાથ હૃદયોનો દુઃખભાર વહન કરીને ક્ષણે ક્ષણે જાણે 'હાય' પોકારી રહ્યું છે. એ શોકોદ્‌ગાર હું સાંભળી રહ્યો છું–'નથી, નથી, કોઈ નથી.' જેની આગળ પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો છું એમાંનું કોઈ જ નથી ! એ તો સૌ સ્વર્ગે ગયાં છે. મારું સ્થાન તો નરકમાં છે. શું પ્રાયશ્ચિત્ત કરું તો પરલોકમાં એમનાં દર્શન કરવા પામું. બોલો ? મારા ઉદ્ધારનો માર્ગ બતાવ."

હરિચરણની આંખો આંસુથી ભરાઈ આવી. તે થોડી વાર શાંત રહ્યો.

ભવેશે હરિચરણનો હાથ પકડી લીધો અને તેની સામે જોઈ રહી બોલ્યો : "હરિ! મહાપાપ કર્યું છે મેં ! બોલ, પ્રાયશ્ચિત્ત બતાવ."

જવાબમાં હરિચરણ રડ્યો. જમણો હાથ ભવેશના હાથમાં પડેલો છે. ડાબે હાથે તે આંસુ લૂછી રહ્યો. થોડી સ્વસ્થતા ધારણ કરી બોલ્યો: "ભાઈ, પશ્ચાત્તાપ એ જ પ્રાયશ્ચિત્ત છે. તેં પૂરતો પશ્ચાત્તાપ કર્યો છે. ભગવાન જરૂર તારા ઉપર દયા કરશે."

ભવેશ મોટેથી હસ્યો અને જરા રહી ગંભીર સ્વરે બોલ્યો: "હરિ! મારી છેલ્લી ક્ષણો આવી રહી છે. નરકના દૂતો મને લેવા આવી પહોંચ્યા છે. સાચું બોલ, મારા પાપનું પ્રાયશ્ચિત્ત શું શક્ય છે?"

હરિચરણે અનેક રીતે ભવેશને સમજાવ્યું કે તમામ પાપનું પ્રાયશ્ચિત્ત હોય છે જ. ભગવાનની મરજી હશે તો અનુતપ્ત જીવને જરૂર તે પોતાને ચરણે સ્થાન આપશે. કેવા ભારે પાપીઓનો પણ ભગવાને ઉદ્ધાર કર્યો છે! એવા કંઈ કેટલાય પાપીઓ તરી ગયા છે કે જેમનાં પાપની તારા પાપ સાથે સરખામણી પણ ન થઈ શકે.

ભવેશ ધ્યાનપૂર્વક હરિચરણની વાત સાંભળી રહ્યો હતો. એની વાત પૂરી થતાં દીર્ઘ નિઃશ્વાસ નાખી સંશયપૂર્વક માથું હલાવી બોલ્યો : "મારા પાપનો તેં ખ્યાલ કર્યો નથી, ભાઈ! માતૃહત્યા, પત્નીહત્યા, પુત્ર અને કન્યાની હત્યા! આનાથી તે મોટું પાપ બીજું કયું હોઈ શકે? હવે કશું સાંત્વન આપવાની શી જરૂર છે, હરિ?

હરિચરણ : ભવેશ! તું અમસ્તો તારી ઉપર બધો ભાર વહોરી રહ્યો છે. વિચાર કરી જો, કોઈ ભૂખે મર્યું છે? સૌ સ્વાભાવિક તાવ-રોગમાં સપડાઈને જ મર્યાં છે. અલબત્ત, તેં એમને તરછોડ્યાં હતાં, એમનું દિલ ક્લેશથી શેકાઈ રહ્યું હતું એ તારું પાપ ખરું. પણ

એનું તો પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત થઈ ગયું છે. નક્કી માન કે પરલોકમાં એમની સાથે જરૂર તારો મેળાપ થશે.

ભવેશ : ભાઈ! પ્રાયશ્ચિત્ત બરાબર થઈ ગયું હોય તો માણસ યાતનામાંથી છૂટે છે. પણ મારા દિલમાં તો આગ ભડકે બળી રહી છે. હું તો ક્ષણે ક્ષણે મૃત્યુને જ ઝંખી રહ્યો છું. પણ આ ભીષણ યાતનાનો અંત મરવાથી ય આવશે કે કેમ એની મને ખાતરી નથી.

હરિચરણ હતબુદ્ધિ બન્યો. વધારે આશ્વાસન કેવી રીતે આપવું તે તેને સમજાયું નહિ.

ભવેશ વધારે બેસી ન શક્યો. તે મિત્રની ગોદમાં માથું નાખી સૂઈ ગયો અને ક્ષીણ સ્વરે બોલ્યો: "ભાઈ! આ દુનિયામાં પુણ્યનું સુખ અને પાપનું દુઃખ તો અનિવાર્ય છે. તું પવિત્ર પુરુષ છે, પુણ્યવાન છે. મેં જ્યારે પાપમાં હાથ ખરડવા માંડ્યો એ જ વખતે તારી સલાહ માની હોત તો આજે હું કેટલો સુખી હોત! મારી વિજ્યા, વિમલ, બાળક, મા—સૌ મને મૂકીને ન જ ગયાં હોત. હરિ! મેં જ મારું સત્યાનાશ વાળ્યું છે. તેં તો મને બચાવવા બહુયે કર્યું હતું. તું તો દેવપુરુષ છે. ભગવાન તને સુખી રાખે. મનોરમા પણ લક્ષ્મી સમી છે. ભગવાન તમને બંનેને દીર્ઘાયુ આપે."

એકસામટું આટલું બોલી નાખી તે જડ બની પડ્યો રહ્યો. પણ વળી પાછું તેણે જ બોલવું શરૂ કર્યું: "ભાઈ! માતાની છેલ્લી ક્ષણે મારું કામ તેં કર્યું છે. તારી કૃપાએ માતાનું કારજ થયું. મને ખાતરી છે કે તારા પુણ્યદેહના આ સ્પર્શથી મારાં પાપ ધોવાઈ જશે." હરિચરણે રડતાં રડતાં તેને આલિંગન કર્યું.

ભવેશ : હરિ, મારી વિજ્યાની છેલ્લી ક્ષણે પણ તું હાજર હતો. છેલ્લી ક્ષણની બધી વાત મને કહે.

હરિચરણ : ભાઈ, એ તો પરમ સાધ્વી નારી હતી. એના જ પુણ્યે તારો ઉદ્ધાર થયો છે, એમ નક્કી માનજે. છેલ્લી ક્ષણ સુધી એ તારી ખબર પૂછતી હતી. તારી ક્ષમા પામ્યા વિના મરવાનું આવ્યું એ માટે કેટલો બધો વિલાપ કરતી હતી !

ભવેશ : ઓહ ! આટલું બધું દુ:ખ દેવા છતાં એ મારી ક્ષમા યાચતી હતી ?

હરિચરણ : ભવેશ ! તું ભૂલે છે–એતો દેવી હતી. છેવટ લગી એ તો એ જ બોલતી રહી હતી–" મરણ જ મારે માટે છેલ્લી શાંતિ છે. પણ એમની ક્ષમા મને નહિ મળે ત્યાં લગી મારો જીવ શાંત નહિ થાય, ત્યાં લગી મને સ્વર્ગમાં સ્થાન નહિ મળે. સ્વામી એ તો દેવતા છે, ઇશ્વરતુલ્ય છે. એમની ચરણરજ માથે ચઢાવવા મળતાં હું પવિત્ર થાત. "

ભવેશ બેઉ હાથ આંખો પર ઢાંકી રાખી સાંભળી રહ્યો હતો. એનું આખું શરીર કંપી રહ્યું હતું. થોડીક વારે એણે હૃદયભેદી ચીસ નાખી : " હરિ ! "

હરિચરણ : ભાઈ, હું તારી પાસે જ છું, હાં !

ભવેશ : બસ, હજી થોડી વાર બેસ ને હું બોલી શકું ત્યાં લગી મને મારી પાપકથા કહી લેવા દે. એમાં જ મને શાંતિ લાધશે. ઓહ ! યાદ આવે છે કે એક દા'ડો આજ જગાએ લાત મારી મેં વિજયાને બેભાન બનાવી દીધી હતી. શા ગુના માટે ? એણે વિમલના લગનની વાત કરી હતી–બસ. ઓહ ! કેટલો મહાપાપી છું હું ! એ જ દા'ડે નરકમાં મારો પગ પહોંચી ગયો. એ પાપને કારણે જ આજે મારી આ દશા છે. "

બોલતાં બોલતાં તે એકદમ જોશમાં આવી બેઠો થઈ ગયો.

તેની આંખો પ્રકાશથી ઝગી રહી. તે ઉત્તેજનાપૂર્વક બોલ્યો : "હરિ ! એ સવારની વાત તને યાદ તો આવે છે ને ? અહીં જ મા હતાશ ભાવે રડતી બેઠી હતી. મારી નિષ્ઠુરતા જોઈ તું આંખોમાં પાણી લાવી ઊભો હતો. અને આ અહીં જ નિરપરાધી સતી મારી લાતની પીડા ભોગવતી પડી હતી. ઓ ! એ દૃશ્ય જેવું ને તેવું હું જોઈ રહ્યો છું ! હું રાક્ષસ–પિશાચ છું.

અને તેણે પોતાની છાતીમાં જોરથી મુક્કો લગાવ્યો. તેની સાથે જ તે બેભાન બની ગયો.

## ૫૧

હરિચરણ ભવેશને પોતાને ત્યાં લઈ આવ્યો અને થોડા દિવસ નોકરીમાંથી રજા લઇ તેની સારવારમાં રહ્યો. ભવેશની સેવામાં મનોરમાએ અત્યંત મમતા અને ઉત્સાહપૂર્વક ભાગ લીધો. ભવેશ એની વિજયા દિદિનો સ્વામી હતો, વિમલનો પિતા હતો; આ ભવેશ પેલો પાપી ભવેશ ન હતો. અંબિકાએ પણ માતાની જેમ તેની સારવાર કરી.

પરંતુ એનો અંત નજીક આવી રહ્યો હતો. વૈદ્યે પણ કહ્યું કે બચવાની આશા નથી. હરિચરણ, માતા તથા મનોરમાની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. ભવેશે હરિચરણને કહ્યું : " ભાઇ ! આટલે દા'ડે પણ છૂટકારો પામવા બદલ ભગવાનનો ઉપકાર માનું છું. મૃત્યુ જ મારે માટે શાંતિ છે. પછી કોણ જાણે મૃત્યુ પછીય કંઇ સજા ભોગવવાની રહી હોય તો નરકકુંડ જેવું કંઈ હશે તો મારા જેવા પાપીને માટે જરૂર હશે જ. તું કાકીમા તથા વહુને આશ્વાસન આપ. આશીર્વાદ આપું છું કે ભગવાન તમને દીર્ઘજીવન આપે. અને મારા જેવા પાપીના ઉદ્ધારમાં સદા પ્રવૃત્ત રાખે."

મૃત્યુની છેલ્લી ઘડી સુધી ભવેશને પૂરેપૂરું ભાન હતું. તે પોતાના વસ્ત્રમાં બાંધેલો એક પત્ર હરિચરણને આપી બોલ્યો : " ભાઇ ! આ તું તારી પાસે સાચવી રાખજે. વખત કાઢી કાલે વાંચજે. "

ભગવાનનું નામ બોલતાં બોલતાં ભવેશે પ્રાણ મૂકયા. અંતિમ વિધિ પતી જતાં હરિચરણે પત્ર વાંચ્યો. એ હતો વિજયાનો આખરી પત્ર. મનોરમા એ વાંચીને રડી પડી.

હરિચરણ બોલ્યો : " મનોરમા ! આવ, આપણે આ પવિત્ર મુહૂર્તે મસ્તક નમાવી સતીશિરોમણિના સચ્ચરિત્રનું સ્મરણ કરીએ. આહ ! કેવી મહાન હૃદયવાળી દેવી ! હજાર અત્યાચાર છતાં પતિને જ દેવતુલ્ય લેખ્યો. ભારોભાર દુઃખ અને અપમાન સહેવા છતાં એનું આ ધર્મજ્ઞાન જરા પણ ચસ્યું નહિ. ભવેશે ઠેલી મૂકવા છતાં એ અડગ રહી અને આખરે હારીને તેણે મહાશક્તિને ચરણે બલિદાન દીધું. સ્ત્રીના સતીત્વે પતિત સ્વામીનો પણ ઉદ્ધાર કર્યો. પતિત ભારતવાસીઓ આ આદર્શ સદા હૃદયમાં ધારણ કરી રાખે તો કેવું સારું ! "

અને દંપતિએ ભક્તિપૂર્વક વિજયાને પ્રણામ કર્યા.

# અંત

હરેન્દ્રની ધનદોલત દેવું ચૂકવવા માટે વેચાઈ ગઈ હતી. એનો બાગ–બગીચો પણ વેચાઈ ગયો હતો. નોકર–ચાકર સૌ એકેએક એને છોડી ચાલતાં થયાં હતાં. હતભાગીએ કદી કલ્પ્યું પણ નહિ હોય કે તેની કદી આવી દશા થશે. એની કલ્પનામાં કદી એવી ફિકર જન્મી ન હતી કે આટલી વિશાળ સંપત્તિ રૂના ઢગલાની જેમ ઘડીકમાં વાવંટોળમાં ખલાસ થઈ જશે. એનો કોઈ સાચો મિત્ર હતો નહિ. પત્નીએ તો તેના જ પાપાચારને કારણે આત્મહત્યા કરી હતી. સગાં-વહાલાં ય તેની દીન દશામાં તરછોડી ગયાં હતાં. પેલા ઉડાઉ મિત્રો તો મોજશોખની શકયતા ચાલી જવાની સાથે જ અલોપ થઈ ગયા હતા.

કેવી દશા! સંસારમાં હરેન્દ્ર એકલો, અસહાય, નિર્ધન બની બેઠો છે. થોડા દા'ડા પહેલાં જેના હાસ્યમાં હજાર જણ હાસ્ય ભોગવતા, આજે એને સૌ છોડી ગયા છે. લેણદારો પાસે એ ગરીબ દયાભિક્ષુક બની ગયો છે. પાપનું આ પરિણામ અનિવાર્ય છે. ધનવાન હરેન્દ્ર દુશ્ચરિત્ર થવા છતાં ધનને કારણે માનવસમાજમાં માન પામતો હતો; પણ ધન જવાની સાથે, માન પણ ચાલ્યું ગયું. આજે દીન બની જીવન જીવી રહ્યો છે. કોઈની સાથે વાતચીત કરતો નથી, એટલું જ

નહિ પણ તેનું મગજ પણ ગાંડા જેવું બની ગયું છે. પિતાના સમયનો એક વૃદ્ધ નોકર તેના સૌથી તરીકે રહ્યો છે. આ વૃદ્ધ હરેન્દ્રનાં અપમાન અને ગાળો સહન કરીનેય તેની સેવા કરતો રહ્યો છે. ખાવાના પણ સાંસા પડવા છતાં તે પોતાના પુરાણા શેઠના પુત્રને છોડી જવાનો ખ્યાલ સુદ્ધાં કરતો નથી.

પહેલાંના જીવનનો ઠાઠમાઠ અને અત્યારની દીનતા હરેન્દ્રને કેટલી ભયંકર યાતના આપતાં હશે! અને ત્યાં લગી દારૂના ઘેનમાં પડી રહી એ યાતનાને ભૂલવા તે મથે છે. પરંતુ એ દારૂને કારણે તો એણે એનો સાથી પણ ગુમાવ્યો.

એક દિવસ હરેન્દ્રે વૃદ્ધ નોકરને હુકમ કર્યો: "જલદી એક બાટલી લઈ આવ."

નોકરે કહ્યું : "પૈસા રહ્યા નથી."

હરેન્દ્ર: "નથી તો આટલા દા'ડા શું કર્યું? ગમે ત્યાંથી લઈ આવ."

નોકર : "બાબુજી! કેમ કરી જીવીએ છીએ એનો તો ખ્યાલ કરો! બધું ખલાસ થઈ ગયું છે."

"પાજી! ચોર! તેં મારું બધું લૂંટી ખાધું. અને ઉપરથી પાછો ઉપદેશ આપવા આવે છે? નાને મોઢે મોટી વાત?" એમ બોલી હરેન્દ્રે વૃદ્ધ નોકરને લાત લગાવી દીધી.

વૃદ્ધ રડતો રડતો ઘર છોડી ચાલતો થયો.

વળી થોડા દિવસ ગયા. હરેન્દ્ર તાવથી પટકાઈ પડ્યો છે. ત્રણ દા'ડામાં તો એનાથી ઊભું થવાય એવું રહ્યું નથી. ચોથે દા'ડે ભૂખે પેટે એ બેઠો છે ત્યાં તો લેણદારો ઘર ઉપર ટાંચ લઈ આવ્યા અને હરેન્દ્રને એના બાપની હવેલીમાંથી મેલા કપડે, ભૂખ્યે પેટે ને

તાવભર્યા શરીરે ધકેલી કાઢ્યો!! હતભાગી રસ્તા પરનો ભિખારી બની ગયો!

રખડી રખડી હરેન્દ્ર ભીખ માગી પેટ ભરવા લાગ્યો. વૃક્ષ નીચે પડી રહી રાત વીતાવવા લાગ્યો. એક દિવસ સવારે સાવ થાકીને એક ઝાડ નીચે બેઠો છે. એવામાં જુએ તો સામેના મકાનની મેડી ઉપરથી ઘરેણાથી શોભતી એક રમણી તેને જોઈ રહી છે. હરેન્દ્રને થયું કે એ ચહેરો પરિચિત છે. રમણીના મુખ ઉપર પણ વિસ્મય છવાયેલું જોઈ તે સમજી ગયો કે એણેય પોતાને ઓળખી કાઢ્યો છે. એ રમણી છે વિરાજ. હરેન્દ્રને જ પૈસે ચેન ઉડાવી રહી છે. વિરાજે હરેન્દ્રને ઈસારો કરી બોલાવ્યો. હરેન્દ્ર શરમાયા વિના એને આંગણે જઈ ઊભો. દરવાન તેને પાછો કાઢવા જતો હતો, ત્યાં તો વિરાજ પોતે જ નીચે ઊતરી આવી. અને તેને સાથે ઉપર લઈ જઈ બોલી: "હરેન્દ્ર! તારી આ દશા?"

હરેન્દ્ર પથ્થરની જેમ જડસડ બની ગયો. જાણે તે તેની પૂર્વાવસ્થા ભૂલી ગયો હતો. જાણે એ જનમથી જ ભિખારીને પેટે જન્મ્યો ન હોય એમ બેસી રહ્યો.

હરેન્દ્ર બોલ્યો: "દયા કરી કંઈક ખાવા આપો. કાલનો એક દાણોય પેટમાં પડ્યો નથી."

વિરાજ: "કાલના ભૂખ્યા છો? શું બોલો છો? તમે આમ રસ્તે રખડતા?"

અને વિરાજનું મોં પડી ગયું.

હરેન્દ્ર: "બદમાશોએ મારું બધું છીનવી લઈ મને ધકેલી કાઢ્યો છે. સાળાઓને એક દાડો બતાવી આપીશ. ઓહ! ભૂખ બહુ લાગી છે."

વિરાજે હરેન્દ્રને એક સોફા ઉપર બેસવા કહ્યું, પણ એ તો

નીચે જમીન ઉપર ફસડાઈ પડયો. વિરાજે હરેન્દ્રને ઘણી વાત પૂછી, પણ તે કંઈ બરાબર જવાબ આપી શકયો નહિ. એ દા'ડે ત્યાં જમી લઈ ખૂણે પડી રહી તેણે રાત વીતાવી. બીજે દિવસે સવારે હાથમાં દસ રૂપિયા આપી વિરાજે તેને વિદાય આપી, અને કહ્યું: "વચ્ચે વચ્ચે આવી જોઈતું કરતું લઈ જજો."

હરેન્દ્ર કંઈ બોલ્યા વિના માથું હલાવી ચાલતો થયો, અને દસે રૂપિયા એ જ દિવસે દારૂના પીઠામાં જઈ પૂરા કર્યા.

ક્વચિત્ ક્વચિત્ તે વિરાજનો અતિથિ થાય છે. વિરાજ તેને મમતાપૂર્વક રાખે—ખવરાવે છે. બાકી, એનું શરીર ગંધાઈ રહ્યું છે, વસ્ત્રો ચીંથરાં બની ગયાં છે, ગાંડાની જેમ રસ્તા ઉપર પડયો રહે છે. સૌ એને જોઈ નિસાસો નાખતું પસાર થાય છે.

**સમાપ્ત.**